1925

# તકદીરના

# તમાસા.

છપાવી પ્રસિદ્ધ કર્તા.


હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર

૩૦૩૫, પાનકોર નાકા—અમદાવાદ



આવૃત્તિ ૨ જી [illegible]ત ૨૦૦૦

અમદાવાદ—શાહપુર વનમાળી વાકાની પોળમાં પટેલ હરિભાઇ
દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમા છાપ્યા

સવત ૧૯૮૧ સને ૧૯૨૫

કીંમત રૂ. ૦-૬-૦



૨૨૮૯

# તકદીરના તમાસા.

યોજક

મુળજીભાઈ હરીવલ્લભદાસ કાસરવાલા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૩૦૪૫, પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ ૨ જી  પ્રત ૨૦૦૦

સવત ૧૯૮૧  સને ૧૯૨૫

કીમત રૂ. ૦–૮–૦

# ઉપોદ્ઘાત.



ભાવિ પ્રબળ છે, નસીબ નખરાબાજ છે, તે પ્રાણી માત્રને પોતાના પ્રબળ પ્રાપચિક તંત્રથી નચાવે છે કોઇને હસાવે છે તો કોઇને રડાવે છે, રાજાને રંક અને રંકને રાજા બનાવી નહીં ધારેલી, નહી માનેલી, ઘટનાઓથી જગતને વિસ્મય બનાવે છે ભાવિનો દોર પુરૂષાર્થીઓ તોડે છે સપુર્ણ શ્રદ્ધા, દૃઢ નિશ્ચય અને કાર્ય દક્ષતાથી ભાવિના પાશમા ફસાયેલ પ્રાણી, પરિણામે અનેક સંકટોથી મુક્ત થાય છે, એ આ ગ્રથમા દર્શાવેલુ છે.

સતિની ગતિ પતીમાજ, સ્વામી એ સ્ત્રીઓનુ સર્વસ્વ, તપોબળ સર્વથી પ્રબળ, વડિલની આજ્ઞાઓનુ પાલન, માતૃ પ્રેમ, કુદરતની કૃપા, ઇત્યાદિ અનેક મહત્વના વિષયોનુ ટુંકાણમા પણ સયુક્તિક દિગ્દર્શન આ વર્તામાથી મળી આવે તેમ ગુણગ્રાહી મનુષ્યો ધુળમાથી પણ સાર શોધી શકે છે. પરતુ જેઓ અજ્ઞાન અને કુટિલ હોય છે તે તો કાકરા સિવાય અન્ય કઇ પણ મેળવી શકતા નથી આ વાર્તા ગુણજ્ઞ મનુષ્યોને માટેજ છે, છતા અજ્ઞાન મનુષ્યોને પણ અરસિકતા તો નહીજ ઉપજાવે એમ હુ માનુંછુ

મુળ વિષય હીંદી ઉપરથી લીધેલો છે ગ્રથ કર્તાના વિચારોને આધિન થઇને મુળ ધ્વની કાયમ રાખવો પડયો છે. ભાષા પરત્વે જે કઇ યોગ્ય ફેરફાર કરવો જરૂરનો જણાયો છે, તેટલોજ કર્યો છે મુળ

ગ્રથ કરતા ભાષાતર કરવાનુ કાર્ય ધાર્યા કરતા કઠીણુ હોય છે ભાષાતરમા મુળ લેખકના હૃદયગમ થવુ પડે છે તેના શબ્દ શક્તિના પરિપુર્ણ ગ્રાહ થયા સિવાય મુળના ગ્રથનું સૌંદર્ય ન સચવાતા ગ્રથ કર્તાને એક દુષણ દેવા જેવુ થાય છે, જેથી મુક્તકઠે કહેવાની આવશ્યકતા માનુ છુ કે મારી કૃતિ દોષરહિત તો ભાગ્યેજ હશે, યશને પાત્ર હુ નથી પણ જે કઇ દોષ જણાય તેને માટે હુ જવાબદાર હોઇ ક્ષમાની યાચના કરૂ છુ, અને આશા ગખુ છુ કે મારા આ શ્રમમા સફળ થયેલો હુ મને જોઇ શકીશ.

કર્તા.

# તકદીરના તમાસા.



## પ્રકરણ ૧ લું.



### યાચક અશ્વિનિકુમાર.



લક્ષાધિપતિ શાહુકારોની ગગનમંડળ સાથે વાતો કરતી, ભવ્ય હવેલીઓથી, અમૃત સમાન મીઠાં જળાશયોથી, મનુષ્ય માત્રના જીવનના આધારરૂપ, મંદ મંદ સમીર પ્રસરાવતી, વિવિધ પ્રકારની પુષ્પ લતિકાઓ વડે શોભિતા ઉદ્યાનોથી, દેશ પરદેશમાંથી આવી વસેલી અઢારે પ્રકારની વર્ણોથી, ધંધાદારીઓની થતી ઉથલપાથલાથી અને કુબેરની સાહ્યબીને પણ વીસરાવી દે તેવા ધનાઢ્યોથી, ભરપુર ઇંદ્રપુરી સમાન સુશોભિત ઉજ્જેની નગરીના રાજ્યાસન ઉપર પરદુખભંજન મહારાજા વિક્રમાદીત્ય રાજ્યારૂઢ થયા, તે અગાઉ આશરે સો વર્ષ ઉપર એક મહાન પ્રતાપી અને તેજસ્વી ઉગ્રસેન નામે રાજા તે નગરીમાં રાજ્ય કરતો હતો.

તેના બાહુબળથી, અપરિસીમ પરાક્રમથી, તેમજ તેની કુશાગ્ર બુદ્ધિથી, તે રાજાએ અનેક દેશ પ્રદેશના રાજાઓને જીતી, સાર્વભોમ પદ ધારણ કીધું હતું અને સ્થળે સ્થળમાં દિગંત કીર્તિ પ્રસરાવી હતી.

રાજ્ય સેવકો સઘળા તેની નીતિ, અને શાંત પ્રકૃતિના પ્રભાવે હમેશા આજ્ઞાનુસાર કાર્ય બનતી ત્વરાથી અમલમા મુકવા તત્પર રહેતા હતા.

તે ધર્મ કર્મમા પ્રીતિવાળા, અને સાહિત્યના શોખીન નૃપતિના દરબારમા વિદ્વાન તેમજ સર્વ શાસ્ત્ર પુરાણોમા પ્રવિણ બ્રહ્મદેવો, ઘણુ સન્માન પામતા હતા, અને યથાઘટીત દાન પણ મેળવતા હતા

સતિ દ્રૌપદી, સીતા અને દમયતી જેવી પતિના ચર્ણમા પ્રીતિવાળી તેને એક ગણી હતી, જેનુ નામ કળાવતી હતુ વિશેષમા, ચદ્રના જેવી કાંતિવાળી, કમળીના જેવા નેત્રવાળી, દાડમની કળી જેવા દતવાળી, નાગણ જેવા કાળા વાળવાળી, પોપટના જેવી જેની નાસીકા છે એવી, પરવાળા જેના ઓષ્ઠવાળી, કુસુમ સમાન વચનમા મીઠાશવાળી, હંસ સમાન ચાલવાળી અને ટુકામા ગુલાબની કળી સમ ખીલતા યૌવનની સઘળી તૈયારીઓ જણાવતી, મનુષ્ય માત્રને મદનશરથી વીંધી, તેના સાૈદર્ય પિજરમા સપડાવતી અને યુવાનીના જોરમા ધરતીને ધમધમાવતી, તે રાજાને એક ચદ્રકાન્તા નામની પુત્રી હતી શુ તેનુ રૂપ ! તેને જોતા મોટા મુનીઓની સમાધી છુટી જાય, ભોગી અન્ય ભોગ ભુલી પતગીઆ માફક તેના રૂપ દીપકમાં ઝપલાય, દેવ અને ગાધર્વો પણ સ્વર્ગની અપ્સરાઓને ત્યાગ કરી તેની પાછળ અથડાય, જાણે સાક્ષાત્ મદનનીજ પ્રતિમા ! અરે ! આ તે ચદ્રકાન્તાનુ રૂપ કે બીજુ રતિનુ સ્વરૂપ ! !

આકાશ માર્ગે વિમાનમા મૃત્યુલોકની મુસાફરી કરતા દેવતાઓના વૈદ્ય અશ્વિનિકુમાર, ઓચીતા આ રાજાના મહેલ ઉપર થઇ જતા હતા, તે વખતે આ રાજ્યકુમારી, પોતાના ભીજાયલા કેશને, દીનક-

રના કીર્ણોમા ઝુકાવતી, અને પોતાના ચદ્ર સમાન મુખને સ્હેજ મલકાવતી, મહેલની અગાસીમા ઉભી હતી. તેના તરફ દષ્ટિ જતાજ તેઓ તેના રૂપ દીપકમા એક ફુદા પેઠે અંજાઇ ગયા, મદન રાજ્યના સામ્રાજ્યમા એકાએક સપડાઇ ગયા ! !

વિમાનને પૃથ્વી ઉપર ઉતારી, તરતજ એક ભિક્ષુક બ્રાહ્મણના સ્વરૂપમા રાજ્ય સભામા આવી ઉભા રહ્યા રાજા પોતાની સામે ઉભેલા કોઇ તેજસ્વી બ્રાહ્મણને જોતાજ તેમને પ્રણામ કરી, વિધિપુર્વક પુજન કરી, યોગ્ય આસને બેસાડી કહેવા લાગ્યો –' મહારાજ ! સેવકને આગમન કારણ જણાવશો આજ્ઞા હોય તે ફરમાવશો, આ રાજ્યપાટ, અને આ તન, મન, ધન સર્વસ્વ આપનુજ છે "

મહારાજને વિચારમા પડેલા જોઇ રાજા ફરીથી કહેવા લાગ્યો – " બ્રહ્મદેવ ! કેમ વિચારમા પડયા ? જે હોય તે સત્વર જણાવો, આજ્ઞા પ્રમાણે વર્તવા દાસ હાજર છે "

રાજાનુ બોલવુ સાભળી તે બ્રહ્મદેવ કહેવા લાગ્યા –' રાજા ! રાજ્યપાટની કે અન્ય કાઇ વસ્તુની મારે અપેક્ષા નથી, મારી ઇચ્છા તો કઇક બીજીજ છે "

" મહારાજ ! મને જે ઇચ્છા હોય તે જણાવો. " રાજાએ આતુરતાથી જણાવતા કહ્યુ

" બીજુ તો કઇ નહી, પણ તારી પુત્રી ચદ્રકાન્તાની મને ઇચ્છા છે, નજરમા આવે તો હા કહે અગર ના કહે " મહારાજે પોતાનો વિચાર દર્શાવતા કહ્યુ

આ સાભળતા રાજા એકદમ વિચારમા પડી ગયો, થોડી વારે

સ્વસ્થ બની કહેવા લાગ્યો-" બ્રહ્મદેવ આપ મારી સાથે રાણી-વાસમા પધારો, યથા રૂચી ભોજન કરો, તેટલા વખતમા હુ તમને આ બાબતનો યોગ્ય ખુલાસો આપુ છુ "

" રાજા ! ભોજનની મને કઇ ઇચ્છા નથી હું તો માત્ર પ્રત્યુત્તરનીજ રાહ જોતો ઉભો છુ જો માગણી કબુલ રાખતો હોય, તો હા કહે, નહી તો ના કહે " મહારાજે ગુસ્સાથી કહ્યુ

રાજા મહારાજના ચરણુમા સાષ્ટાગ દડવત્ કરી કહેવા લાગ્યો - " મહારાજ ! મારી કોઇ પણ ચીજ આપ જેવા બ્રહ્મદેવથી અધીક નથી કહો તો આ શરીર પણ અર્પણ કરવા તૈયાર છુ પણ પહેલા આપ ભોજન તો કરી લ્યો "

રાજાનું કહેવુ માન્ય કરી બ્રહ્મદેવ પ્રસન્ન મુખે રાજ્યમદિરનુ સૌંદર્ય નિહાળતા રાણીવાસમા પધાર્યા રાજાએ તેમના હાથ પગ ધોઇ ચર્ણામૃત લીધુ, અને તેમને એક રત્નજડિત સિહાસન ઉપર પધરાવ્યા બાદ બને હાથ જોડી સન્મુખ ઉભો રહ્યો રાણી કમળાવતી મહારાજને પખાથી વાયુ ઢાળવા લાગી, રાજપુત્રી ચદ્રકાન્તાએ ભોજનનો થાળ લાવી મહારાજ સન્મુખ મુકયો, અને તે પણ બને હાથ જોડી ઉભી રહી. મહારાજે યથા રૂચી અન્ન પ્રાશન કર્યું, બાદ મુખવાસ વગેરે કરી સ્વસ્થ બની કહેવા લાગ્યા-" કેમ રાજા હવે શુ કહે છે ? "

આ સાભળતાજ રાજા પોતાની દ્દષ્ટિ પોતાની પુત્રી ચદ્રકાન્તા તરફ સ્થિર કરી બોલ્યો-" બેટા ચદ્રકાન્તા ! આ મહારાજ તારૂં પાણીગ્રહણ કરવાની ઇચ્છા ધરાવે છે, બોલ તેમ કરવા તુ ખુશી છે કે નહી ? "

" ખુશીથી ! વડીલની આજ્ઞાનુસાર વર્તવા તૈયાર છુ. બાલ્ય-પણુમા પુજ્ય માતા પિતાની, અને મોટપણે પ્રભુ તુલ્ય પતિની ઇચ્છા-નુસાર વર્તવુ એજ સુનક્ષણી સ્ત્રીઓનુ કર્તવ્ય છે અત્યારે કુમારીકા અવસ્થામા હું પણ આપની આજ્ઞાનુ પરિપાલન કરવુ એજ મારો ધર્મ સમજુ છુ આ શરીરના ઉત્પન્નકર્તા અને પાલણ પોષણ કર્તા, આપજ છો, તેથી તે શરીરના માલીક પણ આપજ છો આ-પ આજ્ઞા કરો તો બ્રાહ્મણ તો શુ ! પણ એક ચડાળને ત્યા પણ વગર મુલ્યે વેચાવા તૈયાર છુ " ચદ્રકાન્તાએ પિતાને નમસ્કાર કરતા પોતાનો ધર્મ સમજાવી કહ્યુ

" ધન્ય છે ! પ્રતાપી ઉગ્રસેનની સુનક્ષણી સુતા ધન્ય છે ! માત પિતાની આજ્ઞાનુ પરિપાલન કરી જનનીની કુખને દીપાવનારી ભર્તભુમીની સતિ સાધ્વી તને હજારો વાર ધન્ય છે ! ધન્ય છે !!!" આમ પુત્રીને ધન્યવાદ આપતા રાજાએ રાણીને પુછ્યુ –" ભગવતિ ! આ કાર્યમા તમારી શી અનુમતિ છે ?"

" પ્રભુ ! મારી સમ્મતિ લેવાની કઈ અગત્યતા નથી. પુત્રીની ઇચ્છા એજ મારી અનુમતિ " રાણીએ કહ્યુ

બન્નેની વાત સાભળી રાજા ઘણો પ્રસન્ન થયો અને તરતજ ચદ્રકાન્તાનો હાથ તે બ્રાહ્મણને સોપી કહેવા લાગ્યો –મહારાજ ! આ મારી પુત્રીનો હસ્ત શાસ્ત્રવિધિ અનુસાર હુ તમને સોપુંછુ તે-નુ યોગ્ય પરિપાલન કરજો, કોઇ વાતે ઓછુ આવવા દેશો નહી "

રાણી કળાવતી પુત્રીને છાતી સરસી ચાપી બે શબ્દો બોધ રૂપે કહેવા લાગી –" બેટા ચદ્રકાન્તા ! પતિની આજ્ઞાનુ ઉલ્લઘન કરતી ના. પતિવ્રત ધર્મથી કદી ચલિત થની ના, ઘરના છીદ્રોને

ઉઘાડા કરતી ના, પતિના દોસ્તો સાથે છુટથી વાત કરતી ના, ” આટલુ બોલતા પુત્રીના વીયોગે તેની આખમાથી પ્રેમાશ્રુનો પ્રવાહ શરૂ થયો

તે બ્રહ્મદેવતાએ બનેને આશ્વાસન આપતા કહ્યુ –“ તમે કોઇ વાતે તમારી પુત્રીની ચીતા કરશો નહી ” આમ બોલી તે દંપતિએ તદન સુવર્ણથી જડીત એક રથમા બેસી ત્યાથી પ્રયાણ કર્યું

એક નિર્જન વન કે જ્યા, કોઇ મનુષ્યનો બિલકુલ પગરવ જણાતો નહોતો, ને અનેક ઝાડોની ઘટાથી અધકારમય જણાતુ હતુ, અને જેમા વસતા તરેહ તરેહવાર પ્રાણીઓની મહાન ગર્જનાએ હૃદયને ધ્રુજાવતી હતી, તેવા અરણ્યમાં આ મહારાજે રથને અટકાવ્યો, બને તેમાથી નીચે ઉતર્યા અને સારથી સાથે રથ પાછો વિદાય કીધો

પછી તે બ્રાહ્મણે ત્યા એક ન્હાની પર્ણકુટી બનાવી અને પોતાની ધર્મપત્નિ સાથે પ્રસન્ન ચિત્તથી રહેવા લાગ્યા

દિવસો એક પછી એક વ્યતિત થવા લાગ્યા તેટલામા એક દિવસ તે રાજકન્યાનો ચ્હેરો ઉદાસ જોઇ, તે બ્રહ્મદેવ કહેવા લાગ્યા –“ પ્રિયતમા ! આજે આ મુખ કમળ મ્લાન કેમ જણાય છે ? શુ કોઇએ તને દુભવી છે ? કે રાજ્ય વૈભવ સાભરી આવે છે ? હુ તો ધારૂ છુ કે આ પર્ણકુટીમા રાજ્યમહેલ જેટલો આનદ નથી મળતો એજ ત્હારી ઉદાસીનુ કારણ છે ? ”

“ વ્હાલા ! આ શુ બોલો છો ? રાજ્યમહેલ હો, યા સ્મશાન હો, ઘર હો કે જગલની પર્ણકુટી હો ! વસ્ત્રાલકારો મળો યા ન મળો, ખાવાને અન્ન કે પીવાને પાણીના સાસા હો ! પણ પતિવ્રતા

સ્ત્રીને તો ગમે તેવા સ્થળમા અને ગમે તેવી સ્થીતીમા પ્રભુ તુલ્ય પતિનો સમાગમ, અને તેની સેવા મળે એજ સર્વ પ્રકારના વૈભવ છે બાકી સર્વ એ વડીનો આરામ છે ! સસારના સર્વ તુચ્છ વૈભવોને હજારોવાર પ્રણામ છે ! પતિની સેવા એજ સતિઓનો આરામ છે, એજ અચ્યુત ધામ છે ! " ચદ્રકાન્તાએ પતિની પાસે સતિનો ધર્મ સમજાવતા કહ્યુ.

" પ્રિયા ! તમને ઉદાસીન જોતા આ હૃદયમા જવાળા ઉઠે છે સત્વર જણાવો કે શોકનુ કારણ શુ છે ? રાજ્ય વૈભવ અને સરખે સરખી સાહેલીઓના સહવાસની પ્રતિકુળતા એ તો તમારી ઉદાસીનુ કારણ નથી ? " મહારાજે ખુલાસો જાણવા કહ્યુ

રાજકન્યા મૌન્ય રહી, કઇ ઉત્તર આપ્યો નહી આમ વાર્તાવિનોદ કરતા સુર્યાસ્ત થયો, અને રાત્રી પડી આ વખતે તે બ્રહ્મદેવે જોઇતાં સાધનો સાથે, પોતાના યોગ બળથી, જોત જોતામા એક સુદર બગીચો, અને એક ભવ્ય મહેલ પ્રકટ કર્યો અને બ ને સ્ત્રી પુરૂષ તે મહેલના એક ઓરડામા વાર્તા વિનોદ કરતા બેઠા બીજી બાજુએથી કેટલીક દાસીઓએ આવી નાના પ્રકારે તેમની સેવા કરવા માડી વળી એક રત્ન જડીત પેટી લઇ રાજ ન્યા સામે આવી ઉભી રહી, અને હીરા માણેક મોતી વગેરે જવાહિરથી જડેલા કેટલાક ઘરેણા કાઢી તેને પહેરાવવા લાગી, બીજી જુદી જુદી જાતના વસ્ત્રાલકારોથી શણગારવા લાગી, ત્રીજી સુગંધીદાર અત્તર ફુલેલ લગાવવા લાગી, ચોથી તામ્બુલ વગેરે મુખવાસ આપવા લાગી. આ પ્રમાણે ઠાઠમાઠ જોતાજ રાજકન્યા તો આશ્ચર્યચકીત બની ગઇ અને શકાશીલ હૃદયથી આ બ્રાહ્મણ કોણ હશે તેનો વિચાર કરવા લાગી.

તેને વિચારગ્રસ્ત જોઇ તે મહાદેવ કહેવા લાગ્યા—" ચંદ્રમુખી! આ બાબતમાં શંકા લાવવા જેવું કંઇજ નથી, ઇચ્છિત પદાર્થો તપના પ્રભાવથી પળવારમાં તૈયાર કરી શકાય છે પોતાના મનનું સમાધાન થયું સમજી રાજકુમારી તે દાગીના તથા વસ્ત્રાભુષણો ધારણ કરી સજ્જ થઈ કહેવા લાગી—

" તપોબળ સર્વથી પ્રબળ મારા પીતાજીનો રાજ્ય વૈભવ પણ આની આગળ તુચ્છ છે. આની આગળ તેમની સમૃદ્ધિ શી વીસાતમાં છે?" આમ બોલતી પ્રસન્ન ચિત્તથી પોતાના પતિ સામે દ્રષ્ટિ કરી ઉભી રહી આ પ્રમાણે રાત્રે રાત્રે રાજવંશી ઠાઠથી આવા મનોહર ભવનમાં અને દીવસે દીવસે પાછી તે જ પર્ણકુટિમાં રહી તે આનંદી જોડું આનંદમાં દીવસ ગુજારવા લાગ્યું



## પ્રકરણ ૨ જું.

### ગુપ્ત સંકેત-બ્રહ્મદેવની પર્ણકુટી

ખરતા અશ્રુપ્રવાહથી ભિંજાયલા આભુષણુવાળી, રોઇ રોઇ રાતા બનેલા લોચનવાળી, અને પોતાના પતિમા પ્રીતિવાળી, અન્ન જળનો ત્યાગ કરી પતિની વાટ જોતી, અશ્વનિકુમારની ધર્મ પતિ રૂપા ઉદાસીન ચ્હેરે, અનેક પ્રકારના તર્ક વિતર્કોમા ગરકાવ બની બેઠેલી છે એટલામા તેની સખી ચિત્રા આવી પહોચી અને રૂપાની આવી વીકળ અવસ્થા જોઇને પુછવા લાગી –" બહેન ! આમ ઉદાસીન થવાનુ કારણુ શુ છે ? "

" સખી ! પતિ સિવાય સતિની એજ ગતી !! કાંઈ સમજ પડતી નથી કે આટલા દીવસથી મારા જીવનના આધાર કયા ગયા હશે ! ક્યારે આવશે ? શુ થશે ? " પતિ વિયોગી રૂપાએ શોકનુ કારણુ જણાવ્યુ

" દેવી ! હુ પણુ તેનોજ વિચાર કરતી હતી, મુખે કહી શકતી નહોતી, બાકી મનમા તો તારીજ ચીતા હતી, વારૂ તેઓ નાખુશ થઇને, કે તારી સાથે લડીને તો ગયા નથી ને ? " ચિત્રાએ શકા-શીલ હૃદયે કહ્યુ

" અરે આતે શુ બોલે છે ? હુ તે કઇ બીજી સ્ત્રીઓ જેવી અજ્ઞાન છુ કે તેમની સાથે લડુ. કોઇ દિવસ મેતો તેમની મરજી વિરૂદ્ધ કઇ કાર્ય કર્યુ નથી તેમ તે પણ મારાથી કોઇ દીવસ નાખુશ થયા નથી હમેશા પ્રસન્ન ચિત્તથીજ રહે છે, આતો સ્હેજ મૃત્યુ લોકની યાત્રાએ જાઉ છુ એમ કહી ગયા છે, તેને ઘણા દિવસો વીતી ગયા.

પણ કોણ જાણે શાથી હજુસુધી પાછા ફર્યા નહી કયાય રોકાયા હશે ? કઇ સમજ પડતી નથી શુ મારો કઇ અપરાધ થયો હશે ? ના ના તેમ તો બન્યુજ નથી ત્યારે શુ કોઇ અન્ય સ્ત્રીના મોહ-પાશમા પડયા હશે ? શાથી મારો ત્યાગ કર્યો હશે ? કેમ વીસરી ગયા હશે ? " રૂપાએ ઉદાસીન ચ્હેરે જણાવ્યુ

" ઠીક છે હું હાલજ મૃત્યુલોકમા જઇ તેની તપાસ કરૂ છુ તમે કોઇ વાતે ગભરાશો નહી " આટલુ બોલી ચિત્રા એકદમ વિમાન રક્ષકો પાસે આવી, અને વિમાન રક્ષકો પાસેથી અશ્વનિ-કુમાર સબધી કેટલીક બાતમી મેળવી લઇ, સીધી ઉજ્જન તરફ રવાના થઇ જગલે જગલ, પહાડે પહાડ, અને ગામે ગામમા, શોધતી તે ઉજ્જેની પાસેના એક નગરમા આવી પહોચી તે નગરના સુશોભિત બાગમા આવી રહેલા એક સુદર મહેલના છજાપા ઉભા રહેલા એક મજબુત બાધાના યુવાન તરફ તેની દ્રષ્ટિ પડી, તે ખુબ-સુરત યુવાનને જોતાજ તેની પાસે જઇ નીચે પ્રમાણે પ્રમાણે વાર્તા વિનોદ શરૂ કીધો —

' આપ કોણ છો ? અને કેટલા સમયથી આ સ્થળમા રહો છો '

યુવાન—આ બાગ મારી પોતાનીજ માલકીનો છે હુ ઘણા લાબા સમયથી અત્રે રહુ છુ પણ તમે કોણ છો ? અને કયાથી આવો છો ?

ચિત્રા—હુ એક રાજાની દાસી છુ અમારા મહારાજા મારી બાઇ સાહેબનો ત્યાગ કરી ઘણા દીવસથી ચાલ્યા ગયા છે, તેમની શોધમા નીકળી છુ જો તે બાબત આપ કઇ સમાચાર જાણતા હો તો કૃપા કરી જણાવશો ? તો મોટો ઉપકાર થશે

યુવાન—એ શુ બોલો છો ? હુ જરૂર આ કાર્યમા તમારો

મદદગાર થઇશ તેનો પત્તો મળતા સુધી તમે સુખેથી અહી રહો આ બાગ બગીચા, આ સુદર મહેલ, સર્વ આપને માટે તૈયાર છે

ચિત્રા—નહિ, નહિ, મારાથી એમ પારકી આશામા દિવસ કઢાયજ નહી મને ખોટી ન કરતા જો જાણતા હો તો હાલજ બતાવો નહી તો ના કહો જેથી હુ મારા માર્ગે ચાલતી થાઉ, અને મારા કાર્યમા પ્રવૃત્ત થાઉ

તે યુવાન ચિત્રાના રૂપમા મોહીત થઈ કામાતુરપણે કહેવા લાગ્યો —' હે અનુપમ મદનની પ્રતિમા ! તારા પ્રેમ પાશમા મપડાયલા કેદીને તરછોડી ચાલી ન જા છેક નમેરી ન થા, સલુણી ! અત્રે થોડા દીવસ રહી મારી મનોકામના સફળ કર, નિરાશ ન કર "

ચિત્રાએ તેની કામાધ વૃત્તિ જોઇ પોતાની કમરમા રાખેલુ ખજર તેને બતાવ્યુ અને બોલી –" કામાધ ! છોડી દે મારો હાથ, નહી તો આ ખજરથી તારો જાન લઇશ, એક પલકમા યમનુ દ્વાર બતાવી દઇશ."

તેના આવા ક્રોધયુક્ત વચનો સાભળી તે યુવાન તેનો હાથ છોડી દઇ તરતજ વિદાય થયો ચિત્રા પણ ત્યાથી પોતાને માર્ગે ચાલી, ચાલતા ચાલતા એક અરણ્યમા આવી પહોચી, રાત્રી પડવાથી એક ઝાડ નીચે મુકામ કીધો પ્રભાતમા ઉઠી પોતાના ખટકર્મથી પરવારી પાછી આગળ ચાલી એટલામા કેટલેક દુર વૃક્ષોની વટામા આવી રહેલી એક પર્ણકુટી તે જ આપણા મહાદેવ અશ્વનિકુમાર વાળી હતી ધીમે ધીમે માર્ગ કાપતા આ પર્ણકુટી પાસે આવતાજ ચિત્રાએ એક અનુપમ સદરીને તેમા બેઠેલી જોઇ આ સ્ત્રી બીજી કોઇ નહી પણ આપણી રાજ્યકુમારી ચદ્રકાન્તાજ હતી

આવા ભયાનક અરણ્યમાં આ પર્ણકુટીમા બેઠેલી તે સુદરીને

જોતાજ ચિત્રા વિચાર કરવા લાગી –" આતે કોઇ દેવાંગના હશે ! કે કોઇ અપ્સરા હશે ? યાતો કોઇ વનદેવી હશે ? ના ના તેમ તો નથીજ " બારીકીથી તપાસતા કોઇ રાજ્યકુમારી જેવી લાગી પણ ઓચીંતી તેની સાથે વાતચીત કરવી ઉચીત ન લાગવાથી ચિત્રા તે શુ કરે છે તે જાણવાની ઇચ્છાથી પાસેની એક ગુફામા છુપાઇ રહી થોડીવારમા રાત્રી પડી બ્રહ્મદેવ કંઈ કામસર બહાર ગયેલા તે આવી પહોચ્યા જોત જોતામા નિત્ય નિયમ પ્રમાણે બગીચો, મહેલ વગેરે રાજવશી ઠાઠ દ્રષ્ટિગોચર થવા લાગ્યો હમેશની માફક બ્રહ્મદેવ રાજકુમારી સાથે અપ્સરાનુ નૃત્ય ગાન સાભળવા બેઠા, થોડીવારમા હાથમા વીણાઓ ગ્રહી અપ્સરાઓએ પોતાના કોકીલ કંઠથી ગાયન આલાપવા માડયુ

આવા નિર્જન અરણ્યમા આ ચમત્કાર જોતાંજ ચિત્રા તો સ્તબ્ધ બની ગઇ તેની ખાત્રી થઇ કે જરૂર આ કોઇ દેવી કાર્ય છે તેથી વખતે અશ્વનિકુમાર તો આ ન હોય એમ શકા લાવી પોતાની શકાનુ સમાધાન કરવા યુક્તિ રચી પોતે પણ એક અપ્સરાનુ રૂપ લઇ, હાથમા વીણા ધારી, તે અપ્સરાઓમા છુપી રીતે મળી ગઇ અને અશ્વનિકુમાર હોય તો તેમને પોતાની મુળ સ્થિતિનુ ભાન કરાવવા, તેમને ચેતાવવા, સમસ્યારૂપે નીચેનુ પદ ગાવાની શરૂઆત કરી —

" એક મધુપ મુરખ હીણભાગી

મોહ પડળ પાંપણને પડદે, અંધ બનેલ અભાગી,
સ્વર્ગ સુમન કરી ત્યાગ જેહને, કંટકની રઢ લાગી–એક.
ગળયો ગોળ નવ રૂચિકર ગણતાં, ખોરો ખોળ લીધ માગી:
કટુ ફળ અનુભવ મળતાં રોશે, જો નવ જોશે જાગી–એક

આ પદ પુરૂ થતાંજ આપણા બ્રહ્મદેવ અશ્વનિકુમારને પોતાની અસલ સ્થીતિનુ ભાન થયુ પોતાની અર્ધાંગના રૂપાનુ સ્મરણ થતાજ નેત્રમાથી લાગલો અશ્રુપ્રવાહ થયો

આ વખતની તેની મુખ મુદ્રા તરફ દૃષ્ટિ કરતાજ ચિત્રા ચેતી ગઇ કે જરૂર આ અશ્વનિકુમારજ છે આ રાજ્યકુમારીના સ્વરૂપમા મોહીત થવાથીજ તેઓ રૂપાને વિસરી ગયા છે માટે લાવ જઇને રૂપાને આ વાત જણાવુ એટલે તેની પતિ વિરહની પીડા શાંત થાય અને આ બાબતનો કંઇ બંદોબસ્ત પણ થાય આમ બોલતી ચિત્રા ત્યાથી એકદમ ચાલી નીકળી

અહીંઆ તે બ્રહ્મદેવ પોતાનુ આક્રંદ તજીને પદ ગાવાવાળી સ્રીની શોધ કરવા લાગ્યા પણ બધળુ ફોકટ ! !

એકદમ સભા વિસર્જન કરી રંગમા ભંગ પડયો, મધ્યરાત્રી થવાથી તે બ્રહ્મદેવ તથા રાજકુમારી બન્ને નિદ્રાવશ થયા રાત્રીએ સ્વપ્નામા પણ બ્રહ્મદેવને તે સ્રીનાજ વિચારો આવવા લાગ્યા જેમ તેમ કરતા રાત્રી પ્રસાર કીધી અને પ્રાત કાળ થયો પુર વેગથી માર્ગ કાપતી ચિત્રા થોડા સમયમા રૂપાની પાસે આવી. અને તેને આ શુભ સમાચાર જણાવ્યા આ સમાચાર સાભળતાજ રૂપા પ્રિતમને મળવા અધીરી બની ગઇ અને બેબાકળી બની કહેવા લાગી –" બહેન ચિત્રા ! સવારમા તૈયાર થજે. આપણે બન્ને તેમને મળવા જઇશુ " આમ બોલી બન્ને નિદ્રાવશ થયા

પ્રાત કાળ થતાંજ પોતાના કેશને છુટા મુકી, ભગવા વસ્ત્ર ધારણ કરી, હાથમા તંબુરા ઝાલી-બન્ને સહીયરો યોગિનીના રૂપમા તે જગલ તરફ જવા નીકળી અર્ધે રસ્તે આવી પહોચી નહીં હોય, એટલામાં અશ્વનિકુમારનો કટ્ટો દુશ્મન, કૃતાંત, કાળાં કર્મનો કરન-

નાર, ભયંકર મુર્તી દુર્મુખ તેમની સામે આવી ઉભો રહ્યો તેને જોતાંજ ચિત્રા ગભરાટમા બોલી—" બહેન ! આતો દાનવપતિ દુર્મુખ દેવતાઓનો કટ્ટો દુશ્મન ! હવે શુ થશે આ દુષ્ટ તો જરૂર બન્નેને હેરાન કરશે

તેનુ બોલવુ સાભળી રૂપા તેને ધીરજ આપતા કહેવા લાગી—ચિત્રા ! જે થવાનુ હશે તે થશે, હવે ગભરાયાથી શુ વળશે ?

એટલામા આ બન્નેને જોતાજ તે પાપાત્મા કહેવા લાગ્યો—" ઓ સ્વર્ગની સુદરીઓ ! ઓ યોગિનીરૂપમા આવેલી અપ્સરાઓ તમે કોણ છો ? કયા જાવ છો ?

ચિત્રા—દાનવપતિ ! અમે ગાધર્વ કન્યાઓ છીએ, અમારા ગુમ થયેલા માલીકની શોધમા ફરીએ છીએ

દુર્મુખ—તો હુ તમને તે કાર્યમા મદદ કરીશ, હાલ તો મારી સાથે મારા નિવાસ સ્થાનમા ચાલો, પછી સઘળુ થઇ રહેશે

રૂપા—માફ અમારે તારી મદદની કઇ જરૂર નથી અમને અમારે માર્ગ જવા દે, વચમા વિઘ્ન શા માટે નાખે છે વિલબ થશે તો અમારીજ ખરાબી છે માટે સમજીને અમને જવા દે તો સારૂ

દુર્મુખ—નહીં, એ તમારી સફાઇ કઇ નહી ચાલે, સીધાં સીધા ચાલો, નહી તો બળાત્કારે લઇ જઇશ

આ સાભળી તેના ક્રોધથી ધ્રુજતાં બન્ને તેની સાથે ચાલ્યા અને થોડી વારે એક પહાડ ઉપર તેની ગુફામા જઇ પહોંચ્યા તે દૈત્યના રાજાએ તે બન્નેને પ્રસન્ન કરવા મદિરા વગેરે માદક પદાર્થો લાવી હાજર કર્યા

નાસી છુટવાની યુક્તી શોધતી તે યોગિનીઓએ તેને પ્યાલીઓ ભરી પાવાની શરૂ કીધી. કેટલીક પ્યાલીઓ પાયા બાદ એક

પ્યાલીમાથી થોડી ઔષધી મેળવી તેને પાઇ દીધી. પીતામાંજ એકદ-મ ઉન્મત્ત બની જમીન ઉપર પડયો, તેને બેશુદ્ધ પડેલો જોઇ બન્ને જ પાચ ગણી ગઇ અને આગળ પ્રયાણ શરૂ કીધુ.

દડમજલ કરતા થોડે દીવસે બન્ને ઉજ્જેની પાસેના તે જગ-લમા આવી પહોચી અને તે બ્રહ્મદેવની પર્ણકુટી પાસે છુપાઇ રહી

રાત્રી પડતાજ હમેશની માફક ઠાઠ જણાવા લાગ્યો ને નૃત્ય ગાન શરૂ થયુ, આપણી આ બે યોગીનીઓ પણ તેમા સામીલ થઇ ગઇ બ્રહ્મદેવના સ્વરૂપમા બેઠેલા પોતાના પતિને રૂપા ઓળખી ન શકી તેથી તેની ચોકસાઇ કરવાની યુક્તી શોધી કાઢી ચિત્રા પ્રત્યે બોલી –" બહેન ! આ મારા પતિ છે કે નહી તે જાણવા મે એક યુક્તિ શોધી કાઢી છે હુ આ એક ઔષધીની પડીકી ખાઈ મૃત્ય અવસ્થામા પડુ છુ પછી જો આ બ્રહ્મદેવ મને મૃત્ય સજીવન કરે તો નક્કી તે મારા પતિ છે એમ મનાય અને જો કદાચ તે મારા પતિ ન હોય અને મને સજીવન ન કરે તો પછી આ તને એક બીજી પડીકી આપુ છુ, જે પડીકી મને તુ પાઇ દેજે જેથી મારામા પુન પ્રાણ આવશે આમ બોલતા તેણે એક ઔષધીની પડીકી તેના હાથમા મુકી અને એક પોતે ખાઇ ગઇ જેની અસર થતાજ તે એકદમ અચેત બની પૃથ્વી ઉપર પડી અને જોત જોતામા તેના દેહ-માથી આત્મારામ ચાલ્યા ગયા પોતાની બહેનપણીને પ્રાણ રહિત થયેલી જોઇ ચિત્રાએ પોતાના ઢોંગ શરૂ કર્યા અને ગાઢ રૂદન કરવા લાગી તેને આમ માટેથી રૂદન કરતી સાભળી તે રાજકુમારી બ્રહ્મદેવ અને સઘળી અપ્સરાઓ નૃત્ય ગાન બધ કરી તેની પાસે દોડી આવ્યા.

આવીને જુવે છે તો તેની બહેનપણીને ખોળામા મૃત્યુ અવસ્થા-મા લેઇ બેઠેલી યોગીનીને જોતાજ તે બ્રહ્મદેવ પુછવા લાગ્યા.–" હે

યોગીની ! આપ કોણ છો ? આપના ઉછગમા આ મડદુ કોનુ છે ? એકાએક આમ થવાનુ કારણ શુ ? ”

બ્રહ્મદેવના પ્રશ્નના પ્રત્યુત્તરમા ચિત્રા બોલી –“ મહારાજ ! અમે રૂષિ કન્યાઓ છીએ ને આ પાસેના વનમા રહીએ છીએ દરરોજ આ તમારૂ નૃત્યગાન અમારી પર્ણકુટીમા અમે સાભળતા હતા તેથી, તે સ્થળ જોવાની આ મારી સખીને ઉત્કઠા થઇ મે તેને અનેક પ્રકારે સમજાવી પણ તેણે પોતાની હઠ ન છોડી તેથી હુ તેને સાથે લઇ તે સ્થળ શોધતી મહા મુશ્કેનીએ અત્રે આવી પહોચી એટલામા એકાએક અમારા ઉપર દુ ખનો ડુગર તુટી પડયો અધુરામા પુરૂ અમારા રૂષિમહારાજની આજ્ઞા પણ લીધી નથી, તેથી તે મને પુછશે તો હુ શો જવાબ આપીશ. આ વાત જાણુતા કોણ જાણે તેઓ મને શુ કરશે ? ” આમ બોલતી ચોધાર આસુએ રડવા લાગી

તેનુ વૃત્તાત માભળીને બ્રહ્મદેવ બોલ્યા –“ કેવી મુર્ખ ! એવી રીતે ચોરી કરી આવવાનુ શુ પ્રયોજન ? બોલ હવે શુ કરીશ ?

ચિત્રા–“ મહારાજ ! હુ શુ કરૂ ? મેતો તેને ઘણુએ સમજાવ્યુ પણ માન્યુ નહી અને હઠ પકડીને બેઠી જેથી નિરૂપાય બની તેને અત્રે લઇ આવી અરેરે ! હવે હુ મારૂ આ સ્યામ મુખ રૂષિ મહારાજને શી રીતે બતાવીશ !! મહારાજ જો આનો કઇ ઉપાય હોય તો દાસી ઉપર દયા કરી બતાવો નહી તો હુ પણ તેની સાથે મારો પ્રાણ તજીશ ”

અરેરે જે મહેલમા થોડી વાર ઉપર રંગ રાગ ઉડી રહ્યો હતો તે મહેલમા અત્યારે શોકની છાયા છવાઇ ગઇ તે સુદર મહેલ અત્યારે સ્મશાનવત્ જણાવા લાગ્યો ! તે સ્ત્રીનુ રૂદન સાભળી દરેકના રોમાંચ ખડાં થઇ ગયા !

તેનું રૂદન સાંભળી બ્રહ્મદેવને પણ તે યોગીનીની દયા આવી, અને તે મડદાને તેના ખોળામાથી નીચે મુકવાની આજ્ઞા કરી સર્વને મહેલની બહાર મોકલી દઇ બ્રહ્મદેવ એકલા તે મડદા પાસે ઉભા રહ્યા

જોત જોતામાં સજીવની વિદ્યાના પ્રભાવે બ્રહ્મદેવ ( અશ્વિનિકુમારે ) તેને સજીવન કરી થોડી વારે રૂપા સાવધાન થઇ-અને પોતાના મનમા સમજી ગઇ કે નક્કી આ મારા પતિજ છે પરંતુ તે હવે શુ બોલે છે તે સાંભળવા ઉત્સુકતાથી સામે ઉભી રહી

તે બ્રહ્મદેવ યોગીનીને ઠપકા રૂપે કહેવા લાગ્યા –" અરે યોગીની ! કવિરાજ મહારાજની આજ્ઞા સિવાય રાત્રીને સમયે તમારે એકલા અત્રે આવવાનું શુ કારણ ? "

યોગીની—વિના અપરાધે પોતાની અર્ધાંગનાનો ત્યાગ કરી, અન્ય મનસ્ક થયેલા પતિની શોધમા

બ્રહ્મદેવ—શુ તમારે પતી પણ છે કે ? ત્યારે તમે યોગીની નહી પણ કોઇ ભોગીની છો એમ સમજાય છે ?

યોગીની—છે તો તેમજ. પતિની શોધમાં આ છુપો વેશ ધારણ કીધો છે

બ્રહ્મદેવ—ત્યારે તો તમારો પતિ જરૂર કોઇ અન્ય સ્ત્રીના મોહપાશમા સપડાઇ ગયો હશે ? અથવા તો કંઈ દુર દેશાવર ગયો હશે ! પણ તમારે તમારો સતિ ધર્મ સાચવી ધીરજથી બેસી રહેવુ જોઇતુ હતુ, પતિવ્રતા સ્ત્રીએ રાત્રીને સમયે એકલા ફરવુ શાસ્ત્રથી વિરૂદ્ધ છે.

યોગીની—ઘણા લાંબા સમય સુધી પતિનો વિયોગ કોઇ સ્ત્રી સહન કરી શકે છે ? આજે તો તેમને ગયે લગભગ છ માસ થઇ ગયા છે

બ્રહ્મદેવ—અરેરે કેવો નિર્દય ! છ માસ થઇ ગયા પણ તમારી

ખબરજ લેતો નથી છતા તમારે તો તેના તરફ ક્રોધ ન કરતા તેને ક્ષમા આપવી એજ તમારો ધર્મ છે

**યોગીની**—પોતાના પતિને અન્ય સ્ત્રીમા આસક્ત થયેલો જોઇ તેની ધર્મપત્નિ શુ તેને ક્ષમા આપી શકે ? તમે પણ અન્ય કમળમાં ફસાઇ ગએલા ભ્રમરને નિર્દોષી બનાવવા જાવ છો કેમ ? આ ઉપરથી એમ જણાય છે કે તમે પણ તેવા પુરૂષોમાનાજ એક છો જેની સાથે તમે અત્યારે રાગ રગમા મચ્યા રહો છો તે તમારી ધર્મપત્નિ નથી એમ હુ ધારૂ છુ

**બ્રહ્મદેવ**—ના ના છે તો ધર્મપત્નીજ પણ

**યોગીની**—બોલો, બોલો કેમ અચકાયા આગળ શુ કહેવા માગો છો ?

**બ્રહ્મદેવ**—આતો મોહમા અધ બની આ ઉજ્જનીના ના જાની છોકરીને મે દાનમા લીધી છે શાસ્ત્ર વિધિ અનુસાર લગ્ન કરી ધર્મપત્નિ તરીકે જો કે સ્વીકાર કીધો છે પરતુ મારી ધર્મપત્નિ તો બીજીજ છે

**યોગીની**—તો કૃપા કરી તમારી મુળની ધર્મપત્નિનુ નામ જણાવશો ?

**બ્રહ્મદેવ**—નામનુ તમારે શુ કામ છે ?

**યોગીની**—કઇ નહી, એતો સહજ પુછુ છુ

**બ્રહ્મદેવ**—તે સ્ત્રીનુ નામ તો રૂપા છે, અને હુ આ બ્રહ્મણના સ્વરૂપમા દેવતાઓનો વૈદ્ય અશ્વનિકુમાર છુ

**યોગીની**—શુ તમેજ અશ્વનિકુમાર ! ના ના હું ન માનુ

**બ્રહ્મદેવ**—ખરેખર સત્યજ કહું છુ, જુઠુ બોલવાથી મને શો લાભ ?

યોગીની—ત્યારે શુ તમે અશ્વિનિકુમાર છો ? તો હુ તે જ તમારી અર્ધાંગના રૂપા છુ.

બ્રહ્મદેવ—જાઓ જાઓ આમ નાહક કોઇને બનાવો છો શુ ?

યોગીની—જો ખાત્રી કરવી હોય તો તમે તમારા અસલ સ્વરૂપમા આવો મારા પતિ હશો તો તમારી સામે મારૂ મુળ રૂપ પ્રકાશશે, બાકી અન્ય પુરૂષ આગળ હુ મારૂ સ્વરૂપ કદી પ્રકાશનાર નથી

આ સાભળતાજ બ્રહ્મદેવ પોતાના મુળ સ્વરૂપમા અશ્વિનિકુમારના સ્વરૂપમા તેની સામે ઉભા રહ્યા તેમને જોતાજ આ યોગીની પણ રૂપાના સ્વરૂપમા બદલાઇ ગઇ બન્ને દપતિ ઘણા લાબા સમયે એકમેકને મળી પ્રફુલ્લિત થયા પછી રૂપા બોલી—

" પ્રાણેશ ! કયા અપરાધે આ દાસીનો ત્યાગ કર્યો ? શુ આપની આજ્ઞા ઉઠાવવામા કઇ વિલબ થયો હતો કે આપની કોઇ આજ્ઞાનુ ઉલ્લઘન કીધુ હતુ, એકાએક આમ તજી દેવાનું કારણ શુ ?"

" સાધ્વી ! તમારો કઇજ ગુન્હો નહોતો, હુ તમને પ્રથમથીજ કહી ચુક્યો છુ કે " कामांधो नैवपश्यति " કામાધ પુરૂષને કઇ ભાન રહેતુ નથી કાર્ય અકાર્યનો તે જરા પણ વિચાર કરતો નથી ભલે રૂષિમુની હો કે દેવ હો પણ કામને વશ થતા સઘળા જ્ઞાનશુન્ય બની જાય છે અને ન કરવાનુ કાર્ય કરી બેસે છે મૃત્યુલોકયાત્રા કરવા તમારી આજ્ઞા લઇ નીકળેલો ફરતા ફરતા ઉજ્જેની નગરીમા આવી પહોચ્યો અને આ રાજકન્યાને તેના મહેલની અગાસીમા ઉભેલી જોતાજ હુ કામમા અધ બન્યો તેના રૂપમા અજાઇ જવાથી મને મારૂ પોતાનુ ભાન ન રહ્યુ અને ઓચીતુ ન કરવાનુ કાર્ય કરી બેઠો અહીઆ રાગ રગમા છ મહીના વીતી ગયા તે રાજકન્યા સાથે ભોગ વિલાસ કરવામા તમારૂ તો સ્મરણજ આ હૃદયમા ન રહ્યુ એટનામા એક દીવસે કોઇ સ્ત્રીઓ ( અપ્સરાઓ )

માન કરતી હતી. તેમા ભળી જઇ એક વિરહીણી સ્ત્રીના દુખ વષે અને અન્ય કમળના ભોગી ભમરને તેના અયોગ્ય કાર્ય વિષે ..પકા રૂપે એક પદ ગાયુ જે સાભળતાજ મને મારી પહેલાની સ્થીતિ યાદ આવી અને તમારૂ પણ ભાન થયુ, જેથી મારા નેત્રમા અશ્રુ પ્રવાહ શરૂ થયો. થોડી વારે તે સ્ત્રીની શોધ કીધી પણ કઇ પત્તો લાગ્યો નહી તે સ્ત્રી ચાલી ગઇ ત્યારથી મારૂ ચિત્ત બીલકુલ ઠેકાણે ન રહ્યુ અને પળે પળે તમારી ઝખના થવા લાગી ખરેખર મારા આ કૃત્યનો મને હવેજ પસ્તાવો થાય છે " અશ્વનિકુમારનુ હૃદય ભરાઇ આવ્યુ

તેને શાત કરતાં રૂપા બોલી—" નાથ ! જરા પણ તમારા દીલને દુભવશો નહી, જે થવાનુ હતુ તે થઇ ગયુ ગઇ ગુજરી સભારવાની શો ફાયદો ! પણ પેલી પદ ગાવાવાળી સ્ત્રીને તમે ન ઓળખી ? "

" ના ના બિલકુલ નહી " અશ્વનિકુમારે કહ્યુ

" તે તો આપણી ચિત્રા હતી ઝાઝા દીવસ થઇ જવાથી મેજ તેને આપની તપાસ કરવા મોકલી હતી અને તેણેજ આવીને મને સર્વ વૃતાત જણાવ્યુ જેથી તેને સાથે લઇ હુ અત્રે આવી " રૂપાએ ખુલાસો કીધો

" ખરેખર તે ચિત્રા હતી ! મે તો તેને બિલકુલ ઓળખી નહી, વારૂ અત્યારે પણ તે તમારી સાથેજ છે કે ? ત્યારે તો તેને પણ અદર બોલાવો ! "

અશ્વનિકુમારની આજ્ઞા થતાજ ચિત્રા અદર આવી તેમને દડવત્ પ્રણામ કરી કહેવા લાગી, " મહારાજ આમ એકાએક મારી બહેનનો ત્યાગ કરવાનુ કારણ શુ હતુ પતિ વિયોગનુ દુખ તો વિરહીણીજ જાણે, પ્રસુતીની પીડા વઝા શુ પીછાણે જેને પતિનો

બીલકુલ સહવાસ નથી તેવી કુમારીકાને તો કંઇ નહી પણ જેણે પરણીને પતિ સહવાસનુ સુખ જાણ્યુ છે તેજ વિયોગનુ દુખ કેવુ છે તે સમજે "

**અશ્વનીકુમાર**—ચિત્રા ! હું રાજકુમારીમા ફસાઇ ગયો. પરવશતાના પાશમા સપડાતા મને મારૂ પોતાનુ ભાન ન રહ્યુ તેને માટે હું તારી બ્હેનની પાસે ક્ષમા માગુ છુ.

આવી રીતે વાર્તા વિનોદ કરતા ત્રણે જણ બેઠા છે તેટલામા પોતાના પતિને ઘણીવાર થઇ તેથી તેની તપાસ કરવા રાજકુમારી અંદર આવી, તો પોતાના પતિને બદલે કોઇ અન્ય પુરૂષને કોઇ અજાણી સ્ત્રી સાથે વાર્તાવિનોદ કરતો જોયો જેથી કંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય શંકાશીલ હૃદયે ગુસ્સામા ને ગુસ્સામા પાછી ફરી તેને પાછી ફરતી જોઇ અશ્વનિકુમાર ચેતી ગયા અને એકદમ પાછા બ્રહ્મદેવના સ્વરૂપમા બદલાઇ જઇ તે રાજકુમારી પાસે આવી કહેવા લાગ્યા

" પ્રિયા ! કેમ પાછા વળ્યા ? "

**રાજકુમારી**—નાથ ! મે કોઇ અન્ય પુરૂષને અજાણી સ્ત્રી જોડે વાત કરતા જોયો, જેથી ત્યા ઉભા રહેવુ યોગ્ય ન લાગવાથી પાછી ફરી

**બ્રહ્મદેવ**—શશીવદની ! તે બેઠેલો પુરૂષ બીજો કોઇ નહી પણ અશ્વનિકુમાર દેવતા હતા.

**રાજકુમારી**—તે ગમે તે હો, પણ પર પુરૂષ પાસે પતિવ્રતા સ્ત્રીને ઉભા રહેવાનો પણ અધીકાર નથી જેથી હુ તરતજ ચાલી આવી. પણ વારૂ અશ્વનિકુમારને અત્રે આવવાનુ શુ કારણ ?

**બ્રહ્મદેવ**—કાલ જે સ્ત્રી મૃત્યુ પામી હતી તે તેમની સ્ત્રી હતી,

તેના મૃત્યુના સમાચાર જાણી તેઓ અત્રે આવ્યા હતા અને તેને સજીવન કરી પાછા ચાલ્યા ગયા.

**રાજકુમારી**—પ્રભુ! દેવતાઓની સ્ત્રીઓ પણ અન્યને ઘેર નૃત્યગાન સાભળવા રાત્રીને સમયે એકલી ભટકે એતો નવાઇની વાત! જ્યારે દેવપત્નિઓ પણ પોતાનો પતિવ્રતા ધર્મ પાળવામા બેદરકાર છે તો પછી મૃત્યુલોકની સ્ત્રીઓની તો વાતજ શુ કરવી? મહાન પુરૂષોનુ વચન સત્યજ છે કે "પતિવ્રતા ધર્મ પાળવો એ કઇ નાના બાળકોની રમત નથી"

**બ્રહ્મદેવ**—(રાજકુમારીની વાતથી મતોષ પામીને) પ્રિયા! તમારૂ કહેવુ યથાર્થ સત્ય છે, પરતુ તે વાતમા કઇ ભેદ છે

**રાજકુમારી**—તો તે ભેદ ખુલ્લો કરી દાસીની શકા ટાળવા કૃપા કરશો?

**બ્રહ્મદેવ**—વાત કોઇને જણાવવા જેવી નથી છતા તમે મારી અર્ધાંગના છો અને મારી દરેક વાત જાણવાનો તમારો હક છે તેથીજ જણાવુ છુ કે હું પોતે તે જ અશ્વનિકુમાર છુ અને તે મારી પોતાનીજ ધર્મપત્નિ છે તમારા ઉપર મોહીત થઇ રાજા પાસે યાચના કરી તમારી સાથે લગ્ન કર્યું અને તમને મારી ધર્મપત્નિ તરીકે સ્વીકારી હુ તમારી સાથે અહી મોજ મજામા પડયો જેથી તેને તદ્દન વીસરી ગયો ઘણા દીવસ તેણે મારો વિયોગ સહન કીધો અને ગભરાઇ જવાથી મને શોધતી તે તથા તેની બહેનપણી બન્ને અત્રે આવી પહોચી અને હું અશ્વનિકુમાર હોઇશ કે નહીં તે જાણવા ખાતર પોતે આત્મા રહિત થઇ છેવટે મે તેને મારી મૃતસંજીવની વીદ્યાથી સજીવન કરી. જેથી તેનો ને મારો મેળાપ થયો અને બન્ને વાર્તાવિનોદ કરતા બેઠા, એટલામા તમે અદર આવ્યા અને જેને તમે

પરપુરૂષ કહો છો તે બીજો કોઇજ નહી, પણ અશ્વનિકુમારના રૂપમા હુજ બેઠો હતો સાથે તે મારી ધર્મપત્નિ હતી, ત્રીજી તેની બહેન-પણી ચિત્રા હતી હવે તમારા મનની શકા ટળી ? પણ અતમા હુ તમને ચેતાવુ છુ કે આ વાર્તા કોઈ આગળ પ્રકાશમા મુકશો નહી

આ વાત સાભળતાજ રાજકુમારી તો દીગ્મુઢ બની ગઈ અને ત્યાથી દોડી તરતજ રૂપાના ચરણમા નમી પડી રૂપાએ તેને ઉભી કરી તે પોતાના બે હાથ જોડી કહેવા લાગી—" મોટા બહેન ! હુ તમારી દાસી છુ, મારા ઉપર કૃપાદૃષ્ટિ રાખજો જે આજ્ઞા હોય તે ફરમાવજો હુ તે પ્રમાણે વર્તવા તૈયાર છુ "

તેની આવી મીઠી વાણી સાભળી રૂપાએ તેને પોતાની છાતી સરસી ચાપી પ્રેમથી આલીંગન કરતા કહ્યુ —" બહેન ! ગભરાઇશ નહી આમા તારો કાઇ પણ દોષ નથી મને દરેક રીતે તારા તરફથી સતોષ છે પણ મને શકા માત્ર એટલીજ થાય છે કે તે એક રાજકુમારી થઈ આવા એક ભિક્ષુક બ્રાહ્મણ સાથે સબધ જોડયો તે વખતે તને બીલકુલ વિચાર ન થયો "

**રાજકુમારી**—પોતાના માત પિતાની આજ્ઞાનુસાર વર્તવુ એ દરેક પુત્રીનુ કર્તવ્ય છે મારી મરજી તો નહોતી છતા મારા પિતાની આજ્ઞા અનુસાર વર્તવા મે ખુશીથી હા પાડી

**રૂપા**—( પોતાના પતિને ) સ્વામીન્ ! હવે દેવલોકમા પધારો આ રાજકુમારીને પણ સાથે લઇ લ્યો અમો બન્ને ત્યા સાથેજ સપીને રહીશુ

**અશ્વનિકુમાર**—ભગવતિ ! તમે કહો છો એ ઠીક છે પરતુ આ મનુષ્ય દેહમા તેમને દેવલોકમા કેમ લઇ જઇ શકાય ? પરતુ તેને માટે મે એવી યુક્તિ શોધી કાઢી છે કે છ મહીના તમારી સાથે

સ્વર્ગમાં અને ૭ મહિના રાજકુમારી સાથે આ મૃત્યુલોકમા રહીશ કેમ એ વાત તમને પસદ છે ?

બન્નેએ તે વાતની હા કહી એટલે અશ્વનિકુમાર કહેવા લાગ્યા – " હાલમા તો તમારી સાથે દેવલોકમા આવીશ તેટલો વખત રાજકુમારીને તેના પિતાની પાસે મુકી આવીએ પછી ૭ મહિના બાદ પાછો અત્રે આવીશ અને રાજકુમારી સાથે રહીશ

રાજકુમારીને એ વાત પસદ પડી અને પ્રસન્ન વદનથી તેમને દેવલોકમા જવા આજ્ઞા આપી

આ પ્રમાણે એકમેકનો ખુલાસો થયો એટલે અશ્વનિકુમારે નગતજ આકાશમાંથી વિમાન મગાવ્યુ તેમા બેસી ત્રણે જણ ઉજ્જેનીમા આવી પહોચ્યા, બાદ અશ્વનિકુમારે પાછુ બ્રાહ્મણનું રૂપ ધરણ કર્યુ અને રાજકુમારીને સાથે લઇ રાજા ઉગ્રસેન પાસે આવ્યા અને પોતાના સાસુ શ્વસુરને મળ્યા ચદ્રકાન્તા પણ પોતાના માતપિતાને મળી બાદ તે બ્રહ્મદેવે પોતાની સ્ત્રી ચદ્રકાતાને તેના પિતાને સોપતા કહ્યુ –" નૃપતિ ! મારે થોડા સમયને માટે પરદેશ જવુ છે ત્યાથી પછા ફરતા સુધી આ તારી પુત્રી તને સોપુ છુ તેનુ રક્ષણ કરજે આમ કહી પોતાની સ્ત્રી ચદ્રકાતાને તેના બાપને સ્વાધિન કરી બ્રહ્મદેવ ત્યાથી પાછા ફર્યા અને કુવા પાસે આવી વિમાનમા બેસી દેવલોકમા પધાર્યા



# પ્રકરણ ૩ જું.

## છુટકારો

નામીચા કાબુલ પ્રાંતના પાટનગર કંદહારમાં આ વખતે મહા પ્રબળ અબદુલ્લા નામે એક યવન રાજા રાજ્ય કરતો હતો તેણે પોતાના પરાક્રમથી ચારે તરફ પોતાની હાક ફેલાવી હતી. ઘણા ખરા રાજાઓને તેણે ખંડીયા રાજા બનાવ્યા હતા તે યવન રાજા એક દિવસ સભા ભરી બેઠા હતો એટલામાં ઘણે દુર દેશાવરથી ફરતો ફરતો એક સોદાગર તેની સભામાં આવી પહોચ્યો અને પોતાનો અસબાબ ખોલી બાદશાહને બતાવવા લાગ્યો

એટલામાં એક સરદાર આવી કોઇ સરદારની છોકરીના વખાણ બાદશાહ પાસે કરવા લાગ્યો આ સરદારનુ નામ હામીદ હતુ તે છોકરીના વખાણ સાંભળી યવનરાજા ઘણો પ્રસન્ન થયો. એટલામાં પેલો સોદાગર બોલી ઉઠ્યો —" જહાંપનાહ ! ફરમાન હોય તો આ સેવક પણ બે શબ્દ બોલવાની ઇચ્છા ધરાવે છે "

યવનરાજ—બોલો ખુશીથી બોલો

સોદાગર—અહીંથી દક્ષિણ દીશામાં એક અતિ સુંદર ઉજ્જેન નામે નગર છે ત્યાના રાજાને એક કન્યા છે જેનુ નામ ચંદ્રકાન્તા છે રૂપ પણ નામ પ્રમાણેજ છે શુ તેનુ રૂપ ! તેના શરીરના સર્વ અવયવોનુ વર્ણન કરતા તો સાક્ષાત સહસ્ર ફણીધર શેષનાગ પણ થાકી જાય ! તો પછી મારૂ તો શુ ગજુ ! તેના રૂપમા અંજાઇ સેંકડો દેશના રાજાઓ રાજપાટ છોડી યોગીના વેશમા ભટકે છે. દેવ-

તાઓ સ્વર્ગ સુંદરીઓને પણુ એક વખત ભુલી જાય છે જો કદાચ આપ તેનુ રૂપ જુઓ તો પછી તેના સિવાય અન્ય કોઇ સ્રીની ઇચ્છા સ્વપ્ને પણુ ન રાખો

આ પ્રમાણે સોદાગરના મોઢેથી ચદ્રકાન્તાના વખાણુ સાભળી યવનરાજ દીગ થઇ ગયો તેનુ ચિત્ત ઠેકાણે ન રહ્યુ મન ધીરજ ન પકડી શકયુ. તરતજ તેણે તેની સાથે સાદી કરવાનો વિચાર કરી દુતને ઉજ્જેન તરફ તેના બાપ પાસે પોતાનુ માગુ કબુલ કરાવવા મોકલ્યો રાજાએ તે વાત ના કબુલ કરી જેથી દુત પાછો ફર્યો અને યવનરાજા પાસે આવી તેને કહેવા લાગ્યો, " જહાપનાહ ! તે રાજા પોતાની પુત્રની સાદી આપ સાથે કરવાનુ ના પાડે છે તે તો કહે છે કે મે મારી પુત્રીને એક બ્રાહ્મણુ સાથે પરણાવી દીધી છે જેથી લાચાર છુ કે હુ તેમ કરી શકુ તેમ નથી "

આ સાભળતાજ યવનરાજા ગુસ્સે થયો અને તેને બળાત્કારે લાવવાના અને તે રાજાએ કરેલા અપમાનનો બદલો લેવાના ઇરાદાથી સેનાપતિને સન્ય તૈયાર કરી એકદમ ઉજ્જેન ઉપર ચઢાઇ કરવાનો હુકમ કર્યો તરતજ સેનાપતિએ સૈન્ય તૈયાર કીધુ અને તે યવનરાજા ઉજ્જેની ઉપર ચઢી આવ્યો ઉજ્જેનીથી વીસ કોશ ઉપર પોતાનો પડાવ નાખ્યો, અને એક દુત સાથે રાજાને કહાવી મોકલ્યુ કે કાં તો ચદ્રકાન્તા શાહને આપ કે લડવા તૈયાર થા આ દુતે રાજાને પોતાના માલીકનુ ફરમાન કહી સભળાવ્યુ આથી ગુસ્સે થઇ ઉગ્રસેન પણુ પોતાનુ સૈન્ય તૈયાર કરી મેદાનમા મુસલમાન લશ્કર સામે આવી ઉભો રહ્યો બન્ને લશ્કર રણુસગ્રામમા સામ સામા આવી ગયા અસ્ત્ર શસ્ત્રનો મારો શરૂ થયો લોહીની સરિતાઓ વહેવા લાગી, હજારો શીર ધડથી જુદા થઇ જમીન ઉપર પડવા લાગ્યા ઘણા રજપુતો અને યવનો લડાઇમા ખપી ગયા, તેમા મુસલમાની સૈન્ય તો લગભગ

અર્ધોઅર્ધ ખાપી ગયુ, તેથી યવનરાજા ગભરાયો અને કોઇ રસ્તે ચંદ્રકાન્તાને ઉપાડી જવાની યુક્તીઓ શોધવા લાગ્યો થોડી વાર વિચાર કરી તેણે પોતાના ચાર વિશ્વાસુ નોકરો કે જેમના નામ અમદુલ્લા, ખુદાબક્ષ, ગફુર અને જાફર હતા તેમને આ કામ કોઇ રસ્તે પાર પાડવા હુકમ કર્યો ચારે જણે કુંવરીને ઉપાડી લાવવાનુ માથે લીધુ માહોમાહે વિચાર કરી તેમણે એક યુક્તિ શોધી કાઢી જાફરે એક માલણનુ રૂપ લીધુ અને બીજા ત્રણ તેની દાસી રૂપે બન્યા અને બધાએ રાજાના બાગમા મુકામ કીધો અને તરેહ તરેહવારના હાર બનાવી તે રાજ્યના દિવાન વગેરે મોટા અમલદારોને એક નવાઇની ચીજ તરીકે ભેટ આપવા માડયા એમ કરતા તેના હારની પ્રસશા થતા તે વાત રાજાને કાને પડી તરતજ તે માલણને સભામા હાજર કરવાનો સેવકને હુકમ કર્યો રાજાની આજ્ઞા થતાજ માલણ (જાફર) સારી કારીગરીથી ગુથેલો એક પચરંગી હાર લઇ દરબારમાં હાજર થઇ અને તરતજ રાજાને તે હાર ભેટ તરીકે આપો આ હાર રાજાને ઘણોજ પસદ પડયો તેની કારીગરીથી ખુશી થઇ રાજાએ દરરોજ તેને આવો એક હાર બનાવી લાવવાનો હુકમ કર્યો

એક વખત તે હાર રાજાના ગળામા પહેરેલો રાણીએ જેયો રાણીને તથા કુમારીને પણ તે હાર ઘણો પસદ પડયો જેથી બન્ને જણે એક એક હાર પોતાને માટે લાવવાની રાજાને ઇચ્છા જણાવી રાજાએ તે વાત માલણને કહી માલણે ખુશી થઇ બીજે દીવસે એથી પણ વિશેષ કારીગરી વાપરી બે હાર તૈયાર કરી રાણી તથા રાજ કુમારીને આપ્યા

રાજકુમારીને તે હાર ઘણોજ પસદ પડયો અને તે માલણને કહેવા લાગી—" હે માલણ! આવા હાર બનાવતા મને ન શીખવે?"

રાજકુમારીની વાત સાભળી પ્રસન્ન વદને માલણ બોલી—

" ઘણી ખુશીથી, કાલથી મારી સાથે તમે પણ બાગમા આવજો ત્યા હું તમને હાર બનાવવાની નવી નવી કારીગરી હરરોજ બતાવતી જઈશ. અને તેને માટે તોડવામા આવતા ફુલોની કીંમત પણ શીખવીશ કારણ કે આ હારને બનાવવામા વપરાતા ફુલો ચુટવામા પણ અજબ કારીગરી સમાયેલી છે

આ સાભળી રાજકુમારીએ આવતી કાલે તેની સાથે જવાનુ કબુલ કર્યું અને તે માલણ તે દીવસે તરતજ ત્યાથી ચાલી ગઈ બાગમા જઈ માલણે ( જાફરે ) આ વાત પોતાના સાથીઓને કહી સભળાવી આ સાભળી સર્વને ઘણો આનદ થયો અને માહોમાહે ખાનગી મસલત કરી તેમણે એક પુષ્પની ડોળી કરી અને તે ડોળી પહેરેગીરોને બતાવતા કહ્યુ –" જુઓ આ ડોળી કેવી સુદર બનાવી છે ' આ ડોળીમાં બેસી રાજા ફરવા નીકળનાર છે " આમ કહી રાત્રી પડવાથી સર્વ નીંદ્રાવશ થયા

પ્રાત કાળ થતાજ આપણી માલણ રાજકુમારી પાસે ગઇ અને ઠરાવ પ્રમાણે તેને પોતાની સાથે બાગમા લઇ આવી ત્યા આવ્યા બાદ તેની આજ્ઞા પ્રમાણે રાજકુમારી ફુલ ચુટવા લાગી પરતુ રાત્રીએ તે લોકોએ તે ઝાડ ઉપર કઇક દવા છાટેલી તેની અસર રાજકુમારીને થતાજ એ દમ તે બેહોશ બની પૃથ્વિ ઉપર પડી.

તેને બેહોશ પડેલી જોઇ જાફરના સાથીઓ પણ ખુશી થતા ત્યા આવી પહોચ્યા, અને જે ડોળી રાત્રીએ તૈયાર કીધી હતી તેમાં તેને સુવાડી ઉપર ચાદર ઢાકી દીધી રાત્રીએ તેવીજ બેભાન અવસ્થામા તે ડોળી ઉપાડી ચારે જણા દરવાજા પાસે આવી દરવાનને કહેવા લાગ્યા –" દરવાજો જલ્દી ઉઘાડો મહારાજાએ આ ડોળી હાલ ને હાલ મગાવી છે. " આ વાત સાભળી દરવાને એકદમ દરવાજો

ઉઘાડયો, અને તે ચારે જણુ દરવાજા બહાર નીકળી એકદમ પસાર થઇ ગયા થોડીવારમા પોતાના લશ્કરમા દાખલ થઇ ગયા અને યવનરાજા પાસે આવી તે ડોળી હાજર કરી

યવનરાજાએ આ ડોળીનો પડદો ઉઘાડી અદર બેશુદ્ધ પડેલી રાજકુમારીને જોઇ, તેની મુખમુદ્રા જોતાજ તે કહેવા લાગ્યો– "વાહ વાહ કેવી સુરત છે" આ સુરત ઉપર કોણુ પોતાનો જાન કુરબાન ન કરે ? સોદાગરનુ કહેવુ બેશક ખરૂ છે" આમ બોલી લશ્કરને ત્યાજ રહેવાનો હુકમ કરી પેલા ચારે માણુસો સાથે તે ડોળીને ઉપડાવી યવનરાજાએ રાત્રીએ ને રાત્રીએ પોતાની રાજધાની તરફ પ્રયાણુ કર્યું તે જ રાત્રે ચદ્રકાતાને લઇ તેઓ લગભગ એસી કોશ દુર નીકળી ગયા અને ત્યાજ મુકામ કર્યો પ્રાત કાળ થતા રાજકુમારી સાવધ થઇ અને પોતાની પાસે ઉભેલા યવનરાજાને તથા બીજા મુસલમાન સીપાઇઓને જોતાજ બેબાકળી બની જઇ કહેવા લાગી –" ભાઇઓ ! તમે કોણુ છો ? અને મને કયા લઇ જાઓ છો ?"

**યવનરાજા**––હુ તે જ કદહારનો રાજા છુ તારા પિતાએ મારી સાથે રાજીખુશીથી તારૂ લગ્ન ન કર્યું જેથી તને બળાત્કારે મારે ત્યા લઇ જાઉં છુ

આ સાભળી રાજકુમારી સમજી કે હુ યવનોમા સપડાઇ છુ અત્યારે તો મારો કઇ ઉપાય નથી, આમ ધારી શાતીથી તેમની સાથે ચાલવા લાગી અખડ ત્રણુ દીવસ ને રાત કુચ કરતા તે યવનરાજા રાજકુમારી સાથે કદહાર આવી પહોચ્યો અને તેને એકાત મહેલમા રાખવાનો હુકમ કરી યવનરાજા પોતાના મહેલામા ગયો રાજકુમારી એકાતમા પોતાના છુટકારાને માટે યુક્તિઓ શોધતી દિવસો ગુજારવા લાગી આમ દિવસો એક પછી એક વ્યતિત થવા લાગ્યા એટલામાં

એક દિવસ તે યવનરાજા રાજકુમારી એકાતમા બેઠી હતી ત્યા આવી કહેવા લાગ્યો –" કેમ રસિલી! હવે મારી ઘણા દીવસની ઉત્કંઠાને તૃપ્ત કરવામાં કેટલો વિલંબ છે?"

**રાજકુમારી**—દુર રહો મારી પાસે આવશો નહિ, નહીં તો એક પળમા આ ખંજરથી પ્રાણ લઇશ અને સાથે મારા આત્માનો પણ ભોગ આપીશ

તેના આવા ક્રોધયુક્ત વચનો સાભળના યવનરાજા વિચાર કરવા લાગ્યો –" છછેડાયેલી નાગણને વધારે છેડવાનો આ વખત નથી, નહી તો કઇક જાન ગુમાવી બેસીશુ હાલ તો નવે નવી આવેલી છે માટે વધારે ન છેડવામાં ફાયદો" આમ વિચાર કરી દાસીઓને તેને કોઇ રીતે સમજાવવાનો હુકમ કરી તે ત્યાથી ચાલતો થયો

તે મહેલની પાસે એક બ્રાહ્મણી રહેતી હતી તેને આ રાજકુમારીની વાત ગઇ તેથી તેને મળવાને બ્હાને કોઇ નહોતુ તે વખતે છુપી રીતે મહેલમા દાખલ થઇ ગઇ અદર જઇ જુએ છે તો રાજકુમારીને ઉદાસીન ચ્હેરે બેઠેલી જોઇ તે બ્રાહ્મણી બોલી –" બ્હેન! મે તમારી સઘળી વાત જાણી છે તમે કોઇ રીતે ગભરાશો નહી હુ તમને તમારા કામમા મદદગાર થઇશ અને હરકોઇ યુક્તિથી તમારો પાપીના હાથથી છુટકારો કરીશ"

મહાન દુ:ખના સમયમા દીલાસાના ઉદ્ગારો સાભળતાજ રાજકુમારીએ ઉચ્ચુ જોયુ તો પોતાની પાસે કોઇ અજાણી સ્ત્રીને ઉભેલી જોતાંજ પહેલા તો તે ચમકી પણ થોડીવારે ધીરજ રાખી બોલી – "બ્હેન તમે કોણ છો?"

**બ્રાહ્મણી**—હુ એક બ્રાહ્મણી છુ અને આ મહેલની નજીકમા રહુ છુ તમારા સમાચાર સાભળતાજ મને કુદરતી રીતે તમારા

તરફ દયા આવી. પરમેશ્વરે મને તમારી મદદને સારૂજ મોકલી છે એમ માનજો. પણ હું કહું તે પ્રમાણે કરવું જોઇશે.

**ચંદ્રકાંતા**—ખુશીથી તમે કહેશો તે પ્રમાણે કરવા તૈયાર છું.

**બ્રાહ્મણી**—ત્યારે હવે ફરીથી તે દુષ્ટ તમારી પાસે આવે ત્યારે તમારી રસોઇ કરવાના બ્હાને એક બ્રાહ્મણીની માગણી કરજો અને તે હા કહે એટલે મને બોલાવજો પછી તમારી સાથેજ રહી આગળ ઉપર શું કરવું તેનો વિચાર કરીશું

**ચંદ્રકાંતા**—ઠીક કાલે તે આવશે તે વખતે જરૂર માગણી કરીશ

**બ્રાહ્મણી**—ઠીક ત્યારે અત્યારે તો હું રજા લઉ છું

આમ બોલી તે બ્રાહ્મણી ત્યાંથી ચાલી ગઇ બીજે દિવસે યવનરાજા જ્યારે તે રાજકુમારી પાસે આવ્યો તે વખતે તેને સમજાવી રસોઇને માટે તે બ્રાહ્મણીને નક્કી કરી તેને બોલાવી અને તે બન્ને સાથે રહેવા લાગ્યા

હવે આ બાબત અહીંજ પડતી મુકી આપણે ઉજ્જૈન તરફ નજર કરીએ જ્યારે રાજાએ પોતાની પુત્રીને કપટથી યવનો પકડી ગયા છે તે વાત સાંભળી, ત્યારે એકદમ તેનો ગુસ્સો વધી ગયો અને બાકી રહેલા યવન લશ્કર ઉપર એકદમ તુટી પડવાની પોતાના સૈન્યને આજ્ઞા આપી જોત જોતામાં રાજાનું લશ્કર યવન લશ્કર ઉપર તુટી પડયું અને આખા લશ્કરનો ઘાણ વાળી નાખ્યો બે ચાર જણા મહા મુશ્કેલીએ નાસી છુટયા તેમણે આ સમાચાર યવનરાજાને જણાવ્યા રજપુત સીપાઇઓએ લડાઇ બંધ થયા પછી રાજકુમારીની ચારે દીશામાં શોધ કરવા લાગ્યા પણ કંઇ પત્તો ન લાગવાથી નીરાશ થઇ રાજાને સર્વ વાત નિવેદન કરી ચંદ્રકાન્તાના વિયોગથી રાજા તથા રાણી અત્યંત શોકાતુર બની ગયા પણ શું કરે ! અહીં રાજકુમારીએ ઠરાવેલી મુદ્દત થતાંજ પાછો યવનરાજા

આવ્યો તે વખતે રાજકુમારીએ બ્રાહ્મણીના સમજાવ્યા મુજબ પોતાના પેટમા દરદ થાય છે એમ તે યવનરાજાને જણાવ્યુ જેથી યવનરાજા નિરાશ બની ગયો અને ઘણા ઘણા વૈદ્ય હકીમો પાસે તેની દવા કરાવવા માડી કેટલાક દીવસ દવા કરી પણ કાઇ પત્તો લાગ્યો નહી દીવસે દીવસે દરદ વધતુ જાય છે એમ જણાવ્યુ એમ કરતા એક દિવસે તે બ્રાહ્મણીએ પોતાની પાસેથી એક નાની પડીકી રાજકુમારીને આપતા કહ્યુ –"બહેન ! આ એક પડીકી તમે હાલજ પાણી સાથે પી જાવો જેથી તમે બેહોશ બની જશો, એટલે હુ ધુમ ઉગાડીશ કે રાજકુમારી તો મરણ પામ્યા પછી આગળ શુ કરવુ તેનો વિચાર મે નક્કી કરી રાખ્યો છે "

બ્રાહ્મણીના વચન ઉપર વિશ્વાસ રાખી રાજકુમારી તે દવાની પડીકી પી ગઇ, અને જોત જોતામા બેહોશ બની ગઇ એટલે તે બ્રાહ્મણીએ ચારે તરફ તેના મરણના સમાચાર ફેલાવી દીધા યવન-રાજાને કાને તે વાત પડતાજ સભા બરખાસ્ત કરી તે એકદમ દોડતો ત્યા આવ્યો અને તેને મરી ગએના સમજી સેવકોને તેને દફન કર-વાનો હુકમ કરી નિરાશામા ચાલતો થયો

યવનરાજાની તો મનની મનમાજ રહી ગઇ, મહા મહેનતે હાથમા આવેલી બાજી ધુળ મળી ગઇ ! !

હુકમ થતાજ સેવકો તેની લાશને એક પાલખીમા નાખી દફન કરવા લઇ ગયા તે બ્રાહ્મણી પણ સાથેજ ગઇ પછી જ્યા સર્વ સ્મશાનમા આવ્યા એટલે તે બ્રાહ્મણી બોલી, ' ભાઇઓ મારી એક છેલ્લી અરજ એ છે કે આ બાઇ હીદુ છે માટે તેને મારે હાથે દા-ટવાનો હુકમ થાય તો સારુ, કે જેથી તેનો ધર્મ ભ્રષ્ટ ન થાય " આ વાત સર્વને પસદ પડી અને તે બ્રાહ્મણીને હુકમ આપી તેને એકલીને ત્યા રહેવા દઇ બાકીના સર્વ થોડે દુર જઇ ઉભા રહ્યા

બ્રાહ્મણીએ તે લાશને એક કબર કે જે પહેલેથી તે પોતાને હાથે ખોદી ગઇ હતી તેમા દાટી. તે કબરમા તેણે હવા આવવાની યુક્તિ પહેલેથીજ રાખી હતી તેને દાટી ઉપર ધુળ માટી પુરી બધુ ઠીક ઠાક કરી તે બ્રાહ્મણી તે માણસો પાસે આવી

કામ ચોક્કસ થયુ સમજી આવેલા સર્વ સેવકો તથા તે બ્રાહ્મણી રોતા કકળતા પોત પોતાને ઘેર પાછાં વળ્યા તે બ્રાહ્મણીએ ઘેર આવી બે સારા પાણીદાર ઘોડા તૈયાર કર્યા અને રાત્રીને વખતે જ્યારે મનુષ્ય માત્રનો પગરવ બધ થયો ત્યારે ઘેરથી નીકળી તે કબર પાસે આવી અને તે લાશને કબરમાથી કાઢી મેદાનમા સુવાડી ત્યાર બાદ પોતાની પાસેથી એક બીજી પડીકી કાઢી તેને પાઇ દીધી તેની અસર થતાજ રાજકુમારીનામા પાછુ ચેતન આવ્યુ. તેણે પોતાની આખ ઉઘાડી, તો પોતાની તે બ્રાહ્મણીને બેઠેલી જોઇ તેથી તેને શાંતી વળી

થોડી વારે તે બેઠી થઇ, અને પોતાનો છુટકારો થયો સમજી તે બ્રાહ્મણીનો અત કરણથી ઉપકાર માનવા લાગી એટલામા તે બ્રાહ્મણી બોલી –" બહેન ! હવે વિલબ ન કરતાં આ એક ઘોડા ઉપર બેસી જાઓ અને એક ઉપર હુ બેસી જાઉં અને રાતની રાતમા પસાર થઇ જઇએ ' બ્રાહ્મણીની યુક્તિ રાજકુમારીને પસદ પડી અને તે કબરને પાછી હતી તેવી કરી દઇ બન્ને ઘોડા ઉપર બેસી પુરૂષના વેશમા ચાલી નીકળી



# પ્રકરણ ૪ થું.



## ધુપ છાંય

રસીલી રૂપાની સાથે રગ વીલાસમા દીવસ ગુજારતા, અશ્વની-કુમારને એક દિવસ ઓચીંતુ રાજકુમારીનુ સ્મરણ થયુ અને તે અત્યારે શુ કરે છે તે જાણુવાની ખાતર તેમણે સમાધી ચઢાવી, તો રાજકુમારીના હરણુનો સર્વ વૃતાત તેમના જાણુવામા આવ્યો આથી તેમને રાજા ઉપર ઘણો ગુસ્સો ચઢયો. અને તેણે કુમારીનુ જતન કર્યુ તે બાબત રાજાને યોગ્ય બદલો આપવાના ઇરાદાથી તરતજ ત્યાથી ઉઠયા, અને પોતાના વિમાનમા બેસી ઉજ્જેનીમા આવી પુન બ્રાહ્મણ સ્વરૂપમા લાગલા રાજસભામા ગયા.

રાજાએ બ્રહ્મદેવને છેટેથી આવતા જોઇ દડવત પ્રણામ કર્યા અને યોગ્ય આસન આપી બેસાડાયા બાદ બ્રહ્મદેવનો ચ્હેરો ક્રોધયુક્ત જોઇ રાજા પુછવા લાગ્યો—' મહારાજ આજે આપ આટલા ગુસ્સાગા કેમ જણાઓ છો ?"

બ્રહ્મદેવ—રાજા મે તને ભરૂસે સોપેલી તારી પુત્રી ( મારી સ્ત્રી ) કયા છે ? તેને એકદમ મારી પાસે હાજર કર ?"

રાજા—પ્રભુ ! તેનુ તો યવનરાજા હરણુ કરી ગયો ? હવે કયાથી હાજર કરૂ

બ્રહ્મદેવ—તેનુ ગમે તે થયુ હોય, તેની મારે શુ પચાત, મને તો મારી અનામત પાછી આપ, બીજી મારે કઇ જરૂર નથી જો તુ તેમ નહી કરે તો હુ તને શ્રાપ આપીશ

રાજા—( નમ્રતાથી ) પ્રભુ જરા શાત થાઓ, વિચાર તો કરો કે તેમા મારો શુ દોષ.

બ્રહ્મદેવ—તારા હોવા છતા તારી પુત્રીનુ હરણ થાય, તેમા તુ બીલકુલ દોષભાગી નથી.

રાજા—પણ મહારાજ હુ તો તેના સૈન્ય સાથે લડતો હતો તેટલામા મારી ગેરહાજરીમા આ કૃત્ય થયુ છે ?

બ્રહ્મદેવ—એમ બાના બતાવે મારા દેવામાથી મુક્ત થવાશે ? ગમે તેમ થયુ હોય, તેની મારે દરકાર નથી. મને તો ગમે તે રીતે મારી સોપેલી અનામત પાછી લાવી આપ નહી તો એમ કહે કે મે તને તારી પુત્રી સોપીજ નથી, તો પછી તુ મુક્તજ છે

રાજા—મહારાજ આ શુ બોલો છો ? ચહાય તો આકાશમા હશે કે પાતાળમા હશે પણ ગમે તેમ કરી શોધ કરી તમારી અનામત તમને પાછી હસ્તગત કરીશ પણ કદાપી અસત્ય તો નહીજ ઉચરૂ મારા ધર્મથી પતિત કદી નહી થાઉ

બ્રહ્મદેવ—ત્યારે વિચાર શાનો કરે છે મોઢેથી તડાકા માર્યા એટલે પતુ પોતાની પુત્રીનુ હરણ થયેલુ જોઇ ખરો ક્ષત્રી તે કદી આમ બેસી રહે ? તુ તો ખરો ક્ષત્રી નથી પણ .

રાજા—બસ કરો, મહારાજ બસ કરો, એવા તિરસ્કાર યુક્ત વચનો ન બોલો હુ હાલજ તેની શોધમા જાઉ છુ મારા આવતાં સુધી આ રાજપાટ તમનેજ સોપી જાઉં છુ. પ્રભુ આ વસ્ત્રાલકાર ધારણ કરી આ રાજ્યાસન ઉપર બિરાજમાન થાઓ મારી પ્રજાનુ રૂડી રીતે પાલન કરજો આમ બોલતા રાજાએ સર્વ વસ્ત્રાલકાર તથા મુકુટ ઉતારી તે બ્રહ્મદેવને પહેરાવી ગજ્યાસન ઉપર બિરાજમાન કીધા, અને પોતે એક ભગવી કફની પહેરી પુત્રીની શોધમા જવાની તૈયારી કરી ઉભો. એટલામા દીવાન આવી પહોચ્યો તેણે રાજાનો આ પહેરવેશ જોતા આમ થવાનુ કારણ પુછ્યુ. રાજાએ તેને બધુ વૃતાત કહી સભળાવ્યુ અને ધીરજ આપતા કહ્યુ—" દીવાનજી તમે પણ

રૂડી રીતે પ્રજાનુ રક્ષણુ કરજો અને આ બ્રહ્મદેવની આજ્ઞાનુ પરિપા-લન કરજો હું થોડા દિવસમાજ પાછો વળીશ "

ધીરે ધીરે આ વાત પ્રજા વર્ગમા ગઇ તેથી પ્રજામા પણ રાજાના જવાના સમાચાર સાભળી હાહાકાર વર્તાઇ ગયો રાજાએ બે ચાર મોટા ગ્રહસ્થ માણસોને બોલાવી સારી રીતે સમજાવ્યા અને તેટલો કાળ શાતીથી પ્રજા વર્ગને કઢાવવા તેમને સુચના કરી વિદાય કર્યા એટલામા રાણી અન્તઃસમા ગણીને આ વાતની ખબર પડતા ને પણુ રડતી કકળતી ત્યા આવી અને રાજાને સન્યાસીના વેશમા જોતાજ તેને મુર્છા આવી ગઇ થોડી વારે સાવધાન થઇ બોલી "નાથ ! મારા જીવનના આધાર ! ક્યાં જવાની આ તૈયારી છે ? તમે તો જાઓછો પણ મને નિરાધારને કોનો આધાર ! તમારા સિવાય મારી તથા મારા બાળ બચ્ચાની સભાળ લેનાર કોણુ !

રાજા—પ્રિયા ! ધિરજ ધરો આ બ્રહ્મદેવ સાથે વચનથી બધાઇ ગયો છુ તેથી હવે મારો ઉપાય નથી પરતુ થોડાજ સમયમા હુ પાછો ફરીશ એક પત્નિ, એક વચન અને એક બાણુ એજ ખરા ક્ષત્રીનો ધર્મ છે તેથી મારા વચનથી તો હુ કદી ફરનાર નથી

રાણી—સ્વામી ! એમ છે તો આ દાસીને પણુ સાથે લ્યો

રાજા—તમને સાથે શી રીતે લેવાય, જગલના મહાન સકટો તમારાથી શી રીતે સહન થાય ? હજારો દાસ દાસીઓમા રહેલા તમારાથી નિર્જન વનમા એકલા કેમ રહેવાય, અડવા પગે ભુખ્યા તરસ્યા અરણ્યમા અબળા જાતિથી શી રીતે ચલાય, માટે તમારી જક છોડો, અને રાત્રે મહેલમાજ બાળબચ્ચાનુ રક્ષણુ કરતા તેટલો કાળ વ્યતિત કરો. હુ તમને આ બ્રહ્મદેવને સોપુ છુ તે તમને માતા તુલ્ય ગણી તમારી યોગ્ય બરદાસ્ત રાખશે, બાળબચ્ચાની પણ તે જ સભાળશે.

રાજાના વચન સાભળી બ્રહ્મદેવ કે જે અત્યાર સુધી શાત બેઠા હતા તે બોલ્યા –" હે કલ્યાણી ! તમે મારી માતા તુલ્ય છો કેઇ રીતે ગભરાશો નહી, તમારા બાળકો સાથે ખુશીથી રહો તમારી સારી રીતે બરદાસ્ત કરીશ.

રાણી––હે ધર્મમુર્તી બ્રહ્મદેવ ! જો એક આ તમારી પુત્રીની કે અમારા નાના બાળબચ્ચાની યા તો મારી ગરીબડી પ્રજાની તમને કીંચીત માત્ર દયા આવની હોય તો મારા પતિને પાછા અત્રે રહેવાની આજ્ઞા કરો એજ મારી માગણી છે

બ્રહ્મદેવ––ખુશીથી જો રાજા એકવાર એમ કહે કે હુ અનામત સોપી ગયો નથી તો પછી તેમ કરવા કબુલ છુ

રાજા––તે વાત તો કદાપિ પ્રાણાને પણ બનનાર નથી રાણી જક છોડી દે અને અહી સુખેથી રહો

રાણી––મારા પ્રાણેશ ! પતિવ્રતા સ્ત્રી પતીથો વિમુખ રહી કદી સાભળી છે ? પતિના દુ ખ સુખમા ભાગી થનાર સ્ત્રીજ પતિવ્રતા ગણાય છે ! બાકી પતિને દુ ખમા સબડતા નાખી રગ રાગમા રહેનાર સ્ત્રી તો પતિવ્રતા નહી પણ અધમજ છે માટે કૃપા કરી મને સાથે આવવાની આજ્ઞા આપો નહીંતો હુ મારા પ્રાણનો ત્યાગ કરીશ

આ પ્રમાણે રાણી હઠ લઇ બેઠી છે તેટલામાજ બન્ને નાના બાળકો પણ રડતા કકળતા ત્યા આવી પહોચ્યા અને સ્નેહથી માતા પીતાને આલીંગન આપતા કહેવા લાગ્યા, " માતા ! આ શુ કરોછો, ક્યા જાઓછો ? અમે અહીં કોને આધારે રહીશુ ? અમને પણ સાથેજ લ્યો આમ બોલતા ચોધાર આસુએ રડવા લાગ્યા "

છોકરાનું રૂદન જોઇ રાજાની છાતી ભરાઇ આવી. પણ શુ કરે આ બ્રહ્મદેવ પાસે તેનો કંઇ ઉપાય રહ્યો નહોતો છેવટે રાણીને તથા

બન્ને બાળકોને પણ સાથે આવવાની રાજાએ આજ્ઞા આપી રાણી આથી પ્રસન્ન થઇ અને તરતજ પોતે પણ પોતાના વસ્ત્રાલંકારોનો ત્યાગ કરી એક ભગવી કફની પહેરી લીધી પછી ચારે જણે રાજ-સભામાથી નીકળી જગલ તરફ પ્રયાણ કર્યું

રાજાની પરીક્ષા પુરે પુરી લેવાનો દ્રઢ સકલ્પ કરી બ્રહ્મદેવે પોતાની હદમા ચારે તરફ અનુચરો દોડાવ્યા અને આ ચારે જણ માથી કોઇને કોઇએ પણ આશ્રય ન આપવો એવો મનાઈ હુકમ ફેલાવી દીધો તેમજ કોઇએ તેમને કઇ ખાવા પીવાની કે પહેરવા-ઓઢવાની ચીજ પણ ન આપવી તેનો પણ બદોબસ્ત કરી દીધો. અને કેટલાક અનુચરોને તેઓ કયા જાય છે અને શુ કરે છે તેની તપાસ રાખવા તેમની પાછળ છુપી રીતે દોડાવ્યા

ભુખે તરસે રીબાતા તે ત્રણે જણા ગાઢ અરણ્યમા ચાલ્યા જાય છે ચાલતા રસ્તામા ઘણા નગ્ર તથા ગામડા વગેરે આવે છે પણ બ્રહ્મદેવનો મનાઇ હુકમ ફરવાથી કોઈ તેમનો કઇ વાતનો ભાવ પુછતા નથી બે દીવસના લાગટ કડાકા થયા છે, છોકરા પણ ભુખે ટળવળે છે, ચાલવાની બીલકુલ શક્તિ રહી નથી તેથી જરા ચાલે છે વળી બેસી પડે છે આવી દુર્દશા જોઇ રાજા પોતાની સ્રીને કહેવા લાગ્યો – " જો તમે મારૂ કહ્યુ માની ઘેર રહ્યા હોત તો કેવુ સારૂ થાત આ છોકરા ભુખે ટળવળે છે તેમનુ દુ ખ મારાથી જોઇ શકાતુ નથી અરેરે પાણી માગતા પહેલા દુધ આપી ઉછેરેલા મારા કુમળા પુષ્પોની આ દશા ! આમ બોલતો રાજા ત્યાજ બેસી પડયો તેની હીમત જતી રહી આગળ ચાલવાની શક્તિ રહી નહી. તેને બેઠેલો જોઇ રાણી તથા છોકરા પણ ત્યાજ બેસી પડયા એટલામા એક બેકુનની સ્રી માથે ભાથાનુ પોટલુ મુકી પોતાના ધણીને આપવા

ખેતરમા જતી હતી, તેણે આ ચારેના તરફ નજર કરી. સામુ જોતાજ તે તેમને ઓળખી ગઇ, અને વિચાર કરવા લાગી, " અરેરે રાજાના કુમળા બાળકો બીચારા ભુખે ટળવળે છે માટે લાવ મારી પોટલી માથી છુપી રીતે તેમને થોડુ ખાવાનુ આપુ " આમ ધારી દયા ભાવથી તે સ્ત્રી તેમની પાસે ગઇ. અને એક રોટલી રાજા તરફ ફેંકી સીધી ચાલી ગઇ રાજાએ તે રોટલી બન્ને છોકરાને અડધી અડધી વહેચી આપી જે ખાવાથી તેમને સતોષ વળ્યો પરતુ રાજા તથા રાણીને તો ત્રીજો દીવસ પણ ભુખે તરસેજ ગુજારવો પડયો

બીજે દીવસે રાજા થોડાક ફળ તે જગલમાથી વીણી લાવ્યો તેમાથી કેટનાક તે બે છોકરાને વહેચી આપ્યા અને બાકીના થોડા પોતે તથા રાણીએ વ્હેચી લીધા અને જેવા તે ફળ ખાવાની તૈયારી કરે છે કે એક અતિથી બ્રાહ્મણ તેમની સામે આવી ઉભો રહ્યો અને " ભિક્ષાન્ન દેહી " એમ ઉચ્ચાર કરવા લાગ્યો

રાજાએ તે બ્રાહ્મણને ભિક્ષા માગતો જોઇ પોતાના ફળ તેને આપી દીધા પણ તેટલાથી તે બ્રાહ્મણને સતોષ ન વળ્યો અને વધા રેની ઇચ્છા જણાવી જેથી રાજાએ રાણીના ભાગના ફળ પણ તેને આપી દીધા છતા પણ મહારાજે વધારેની ઇચ્છા જણાવી છેવટે પોતાના પ્રાણથી પણ પ્યારા બાળકોના ભાગના ફળ પણ તે રાજાએ બ્રાહ્મણને આપી દીધા બ્રાહ્મણ બધાં ફળ ખાઇ પોતાની ક્ષુધા મ-ટાડી રાજાને આશીર્વાદ આપતો ત્યાથી ચાલ્યો ગયો આ ચારેને તે દીવસે પણ કડાકા થયા

છોકરા માતાની ગોદમાં પેસી રોવા લાગ્યા તેમનુ રૂદન સાભળી રાજા બોલ્યો.—" અરેરે ! એક વખતે પૃથ્વીપતિના છોકરા હતા તે અત્યારે ધુળથી પણ સોંઘા થઇ ગયા છે સમય ! સમય ! તારી

બલીહારી છે ! નથી મળતુ ખાવાને અન્ન કે નથી મળતુ પીવાને પાણી ! ! રાજાને આમ કલ્પાત કરતો જોઇ રાણી કહેવા લાગી — " નાથ ! ગભરાઓ નહી, સુખ દુ ખ ચાલ્યા જાય છે લ્યો હુ પાસે ના ગામમા જઇ કઇક અન્ન માગી લાવુ છુ "

રાજા–તમે આ શુ બોલો છો મારી હયાતીમા તમારો ભીખ માગવાનો વખત ! ધીક્કાર છે મને ! હરી હરી ! મે તારો એવો શો અપરાધ કીધો છે કેઆમ છેકજ નિર્દય બને છે ' "

રાણી–પ્રભુ ! ધીરજ ધરો ! હમેશા કોઇના સરખા દીવસા જતા નથી ચડતી પડતી ચાલી જાય છે, સુખ દુ ખ ફરતી છાંયડી છે દુનિયાની ઘટમાળ નિયમિત ચાલ્યાજ કરે છે પણ સમજુ પુરૂષો તો સુખથી હરખાતા નથી અને દુ ખથી ગભરાતા પણ નથી તેમને મન તો સુખ દુ ખ સદા સમાન છે સુખના વધારે દિવસો પણ અલ્પ સમજાય છે, દુ ખના થોડા દીવસો વર્ષો જેવા મોટા જણાય છે પણ જ્ઞાની પુરૂષોએ તો મહનશીલતાજ રાખવી ઘટે છે લ્યો હવે મને ઝટ આજ્ઞા આપો એટલે હુ કઇક ખાવાનુ લઇ આવી હાજર કરૂ

રાજા–ભલે જેવી તમારી ઇચ્છા પણ જલ્દી પાછા ફરજો વધારે વિલબ ન કરશો

મહારાજની આજ્ઞા લઇ રાણી વિદાય થઈ અને પાસેના ખેત રમાથી થોડા કાચા દાણા લઇ પોતાની પાસેના લુગડામા ભર્યા એટ લામા ખેતરનો ધણી આવી પહોચ્યો અને દાણાનો ઝોળો ભરી જતી રાણીને જોઇ તેને ચોર ઠરાવી કોટવાળ પાસે લઇ જવા લાગ્યો આ જોઇ રાણી આજીજીથી કહેવા લાગી –" ભાઇ ! મારા બે નાના બાળકો તેમજ મા । પતિ ઘણા દિવસથી ભુખ્યા છે તેમની ક્ષુધા મટાડવા મે આ અયોગ્ય કાર્ય કર્યું છે તેથી જો તારા હૃદયમાં કઇક દયાનો

વાસો હોય તો દયાની ખાતર આટલા દાણા લઇ જવા દે જો કે મે ધણીની આજ્ઞા લીધા વિના ચોરીથી આટલા દાણા લીધા છે તેથી ગુન્હેગાર તો છુજ પણ અત્યારે મારી સ્થીતિનો વિચાર કરી જો મને જવા દે તો તારો મોટો ઉપકાર ! '

ખેડુતે તેની કઇ વાત ધ્યાનમા ન લેતા તેને એકદમ કોટવાળ પાસે લઇ જઇ સઘળી હકીકત તેને જણાવી જે સાભળી કોટવાળ બોલ્યો —" અરે બાઇ ! તુ કોણ છે ? અને આવી રીતે ચોરી કરી દાણા લઇ જવાની તારે શુ જરૂર ? " આ સાભળી રાણીએ પોતાની સવિસ્તર હકીકત તેને કહી સભળાવી અને બોલી — 'ભાઇ ! જો મારા બાળબચ્ચાની અને મારા પતિની તને દયા આવતી હોય તો ઝટપટ મુકત કર તે સઘળા ભુખે ટળવળે છે અને મને ઘણો વખત થયો તેથી મારી રાહ જોતા હશે '

કોટવાળ રાણીનુ રૂપ જોઇ વિહવળ બન્યો, અને તેની કોઇ પણ વાત ન સાભળતા તેને એકદમ કેદ કરવાનો હુકમ કર્યો આ પ્રમાણે સેવકોએ રાણીને કારાગ્રહમા નાખી

રાત્રીએ જ્યારે સઘળુ શાત થયુ, ત્યારે કોટવાળ કારાગૃહનો દરવાજો ઉઘાડી અદર દાખલ થયો અને રાણીની પાસે આવી બોલ્યો -"બાઇ ! તારો પતિ કે જે નિર્ધન છે જેની પાસે અન્ન પાણીના વાધા છે તેનાનો ત્યાગ કરી કોઇ ગૃહસ્થ સાથે રહેવા તુ ખુશી છે ? "

**રાણી**—કદી નહિ ! મારા પ્યારા પતિનો ત્યાગ ! સ્વપ્ને પણ ન કરૂ મારા પતિવ્રત ધર્મથી પ્રાણાતે પણ ન ફરૂ

**કોટવાળ**—પણ જરા નજર તો કર. મારી સામુ તો જો.

હુ કોણ છુ ? આ નગરનો કોટવાળ ! પૈસે ટકે ભરપુર છુ સાથ બીમા પણ કમ નથી ! હજારો સેવકો હાં કહેતા હાજર છે ! જો તારી .

રાણી—ચુપ રહે પાપી ! આવી લાલચ તુ કોને બતાવે છે ? તારી સાહ્યબીને હુ ઠોકર મારૂ છુ ! એક વખત મારો પણ એવો હતો કે તારા જેવા તો મારી પાસે ગુનામ હતા દુર રહે, પાજી ! વધારે બોલ્યો તો જાનથી જઇશ

કામમા અંધ બનેલો કોટવાળ તેના બોલવાની કંઇ દરકાર ન ગણતા એકદમ તેના ઉપર ધસ્યો તેને પોતાની તરફ આવતો જોઇ રાણીએ પોતાની પાસેનુ ખજર કાઢયુ અને એકજ ઘાથી તેનુ પેટ ચીરી નાખ્યુ, ઓચીંતો તે પાપી કારમી ચીસ પાડતા પૃથ્વી ઉપર પડયો, પળમા હતો ન હતો થઈ ગયો ! ! તેને ઠાર કરી રાણી કા રાગૃહમાથી નીકળી મીંથી જગન તરફ જવાના થઇ

કોટવાળના મરણના સમાચાર આખા ગામમા ફેલાઇ ગયા, થોડી વારમા શહેરના હાકેમને ખબર થઇ તેણે તરતજ કેટલાક સીપાઇઓને ખુન કરનાર રાણીને પકડવા દોડાવ્યા

શહેરની બહાર નીકળતામા સીપાઇઓએ રાણીને ઘેરી લીધી અને એકદમ પકડી લાવી હાકેમ પાસે હાજર કરી કોટવાળ તેને જોતાજ પુછવા લાગ્યો " બાઇ ! તુ કોણ છે ? કોટવાળનુ ખુન કરવાનુ શુ કારણ ? "

રાણી—હુ ગમે તે છુ ? તેની તમારે શી પચાત છે ? તે પાપી મારૂ શીયળ ભગ કરવા આવ્યો તેથી મારા પતિવ્રત ધર્મના રક્ષણાર્થે મે તેનુ ખુન કીધુ છે. તેવા શ્રી લપટોને તો પૃથ્વીની સપાટી ઉપરથી ઓછા કરવાજ સારા !

હાકેમ—ખુન જેવુ અધમ કૃત્ય કરતા તને મારો પણ ડર ન લાગ્યો ?

રાણી—ડર શાનો ? ભય શાનો ? પાપીને તેના પાપ કર્મનો બદલો આપવો એ ઇશ્વરી ન્યાય છે પતિવ્રતા સ્ત્રીને પોતાના પતિ સિવાય અન્યનો ભય હોતોજ નથી

હાકેમ—ચુપ રહે ! બંધ કર તારી જીભ એતો જોઇ મોટી પતિવ્રતાની પુંછડી ! ગુન્હો કરી નિર્દોષ બની છુટી જવાના નાહક બહાના બતાવે છે ! પણ કાયદા પ્રમાણે તને ગુન્હેગાર ઠરાવવામા આવે છે સીપાઇઓ ! જાઓ આને હાલ તો કારાગ્રહમા પુન લઇ જાઓ પછી શુ કરવુ તેનો વિચાર કરીશ હાકેમનો હુકમ થતાજ રાણીને પુન કારાગૃહમાં લઇ જવામા આવી

રાણીને ગયે ઘણો સમય થઇ ગયો તેથી રાજાને ચીંતા થઇ અને તેની તપાસમા નિકળવાનો મન સાથે ઠરાવ કરી બન્ને છોકરાને બે ખભા ઉપર બેસાડી લઇ રાજા ત્યાથી ચાલી નીકળ્યો શહેરમા આવી ચારે તરફ ફરી ફરીને તપાસ કરી પણ રાણીનો કંઇ પતો લાગ્યો નહી તેથી નિરાશ થઇ એક વણિકના ઘર આગળ બેસી કલ્પાંત કરવા લાગ્યો. છોકરા પણ હવે ક્ષુધાથી ઘણા પિડીત થવા લાગ્યા, પણ શુ કરે ! ખાવાનું કયાથી લાવીને આપે ! રાજાને અનેક પ્રકારના વિચારો આવવા લાગ્યા અને દુખથી તેની છાતી ભરાઇ આવી તેના નેત્રમાથી અશ્રુપ્રવાહ શરૂ થયો

એટલામા ઘરનો માલિક ( વણીક ) બહાર નીકળ્યો અને આ ત્રણને રૂદન કરતા જોઇ દયા ભાવથી કહેવા લાગ્યો —" ભાઇ તમે કોણ છો અને શા માટે આમ રૂદન કરો છો ? આ છોકરાના તમે શા સગા થાઓ ? તેમની માતા કયાં છે ? "

આ પ્રમાણે વણિકના પ્રશ્નો સાભળી તેના પ્રત્યુત્તરમાં રાજા બોલ્યો –" ભાઇ હુ એક કંગાલ માણસ છુ અને આ છોકરાનો પિતા થાઉંછુ અમે ચાર દીવસથી ભુખે મરીએ છીએ આ છોકરાની માતા છોકરા માટે કાલનુ ખાવાનુ લેવા આ શહેરમા આવી છે, પણ હજુ તે ફરી નથી તેમજ આખા શહેરમા મે તપાસ કરી પણ તેના સમાચાર કઇ મળતા નથી તેથી નિરાશ થઇ આ છોકરાને લઇ હુ અહી બેઠો છુ "

મહારાજનુ આ વૃતાન્ત સાભળી વણિક બોલ્યો, " ભાઈ કાલે અમારા શહેરમા કોઇ સ્રીના હાથથી કોટવાળનુ ખુન થયુ છે તેને હમારા હાકેમે કેદ કરી છે કોણ હશે તે હું કહી શકતો નથી પણ કદાચ તેજ તમારી સ્રી હોય તો ? માટે ત્યા તપાસ કરો જેથી કઇ પત્તો લાગશે

વણિકનુ કહેવુ સાભળી રાજા ઉભો થયો અને તરતજ હાકેમના ઘરનો રસ્તો લીધો

અહી હાકેમનો મોટો છોકરો રાણી ઉપર મોહીત થયો અને અર્ધ રાત્રીને સમયે કોટડીમા દાખલ થયો માણુસનો પગરવ સાભળતા રાણી ચમકી, અને બોલી –" અરે ભાઇ ! તુ વળી કોણ ? અર્ધ રાત્રીને સમયે અહીં શા માટે આવ્યો છે ? હુ તારી બદદાનત સમજી ગઇ છુ એકદમ ચાલ્યો જા અહીથી જાણી જોઇ નર્કનો અધીકારી થવા શા માટે તૈયાર થયો છે ? મરણના પંજામા સપડાવા શા માટે તૈયાર થયો છે ?

તેના આવા ક્રોધ યુક્ત વચનો સાભળી હાકેમનો છોકરો તો સ્તબ્ધજ બની ગયો અને થોડી વાર વિચાર કરી યુક્તિપૂર્વક બોલ્યો –" બાઇ ! મારા ઉપર ક્રોધીત ન થશો, હું એવી નીચ દાનતથી

આવ્યો નથી પણ હું તો ઉલટો દયાભાવથી તમને આ બંદીખાના-માંથી મુક્ત કરવા આવ્યો છુ માટે વિલંબ ન કરતા એકદમ મારી સાથે ચાલો, બહાર રથ તૈયાર છે તેમા બેસી જાઓ, એટલે હું તમને કોઇ નિર્ભય સ્થાને મુકી આવીશ. ”

છોકરાના વચન ઉપર રાણીને વિશ્વાસ આવ્યો અને તરતજ તેની સાથે બહાર નીકળી રથમા બેસી ચાલી નીકળી શહેરના દરવાજા પાસે આવ્યા એટલે હાકેમના છોકરાએ દરવાનને જગાડયો અને તેને ઉધુચતુ સમજાવી બન્ને દરવાજા બહાર નીકળી ગયા અને રથને પુરપાટ હાકવા માડયો

ભયાનક અરણ્યમા ચાલતા ચાલતા તેઓ બે કોશ દુર નીકળી ગયા એટલામા કેટલાક હથિયાર બધ માણુસો તેમની સામે આવી ઉભા રહ્યા અને જોત જોતામા બન્નેને ઉઠાવી એક ગુફા પાસે લઇ આવ્યા

થોડા માણસો ગુફાની બહારની બાજુ ઉભા રહ્યા અને બાકીના કેટલાક તે બન્નેને લઇ ગુફામા પેઠા આગળ જતા એક સુદર બગીચો અને એક ભવ્ય મહેલ જણાયો તે મહેલમા કોઇ વિકરાળ પુરૂષ બેઠેલો હતો તેની પાસે તે બન્નેને લાવી પેલા માણસોએ હાજર કર્યા

આ બેઠેલો પુરૂષ બીજો કોઇ નહી પણ લુટારાનો સરદાર હતો અને આ માણુસો બધા લુટારા હતા તે લુટારાનો સરદાર એક રત્ન જડિત સિહાસન ઉપર બેઠેલો હતો જરીયાનના લુગડા પહેરેલાં હતા આજુબાજુ તેવા બીજા કેટલાક લુટારાઓ બેઠા હતા, આવો બધો ઠાઠ જોઇ હાકેમનો છોકરો તથા રાણી તો આશ્ચર્યમા ગરકાવ થઇ ગયા અને આગળ શુ થાય છે તે જોતા ઉભા રહ્યા.

થોડી વાર પછી હકિમના છોકરા સામુ જોઈ તે લુંટારાઓનો સરદાર બોલ્યો—" બોલ ! આ સ્ત્રી તારી શી સગી થાય છે તેને લઈ ક્યા જતો હતો ? "

છોકરો—સાહેબ ! તેને ને મારે કઈ સગાઈ નથી સ્ત્રી તેના પતિની શોધમા ભટકતી હતી તેથી દયા ભાવથી તેને રથમા બેસાડી હુ તેના પતિની શોધમા જતો હતો. એટલામા તમારા માણસો અમને બન્નેને પકડી લાવ્યા છે.

સરદાર—વારૂ તારી પાસે જે કઈ દાગીના વગેરે હોય તે ઉતારી અહી હાજર કર

સરદારના હુકમ પ્રમાણે છોકરાએ સર્વ દાગીના ઉતારી આપ્યા, પછી તેને દુર ખસેડી રાણીને લાવવાનો હુકમ કર્યો લુટારાએ રાણીને હાજર કરી તેને જોઈ સરદાર પુછવા લાગ્યો—" બોલ ! બાઈ આ પુરૂષ તારો શુ સગો થાય છે ?

રાણી—આ પુરૂષને ને મારે કઈ સબધ નથી તે બિચારો તો દયા ભાવથી મને મારા પતિ પાસે મુકવા આવતો હતો તેટલામા તમારા આદમીઓ અમને પકડી લાવ્યા, તેને તો ભલા આદમીને ધર્મ કરતા ધાડ જેવુ થયુ છે.

સરદાર—ઠીક તારી પાસે પણ જે કઈ દાગીના વગેરે હોય તે ઉતારી અત્રે હાજર કર !

સરદારનો હુકમ થતાજ રાણીએ પણ પોતાના સર્વ અલકારો ઉતારી હાજર કર્યા બાદ બોલી—" ભાઈ ! અમને અપરાધ સિવાય શા માટે પકડી હેરાન કરો છો ? હવે જલ્દી છુટા કરો, મારા પતિ મારી વાટ જોતા હશે "

સરદાર—નહી, નહી, ત્યારે તો અહીં દાસી તરીકે રહેવુ પડશે.

રાણી—ભાઇ ! તેવી રીતે તો મારાથી રહી શકાય તેમ નથી. મારા પતિની તો મારા સિવાય કોણુ જાણે શી સ્થીતિ હશે હવે મારી ધીરજ રહેતી નથી, મને કૃપા કરી મુક્ત કરો તો સારૂ ! જરા તો દયાની નજરથી જુઓ !

સરદાર—અરે અમારા જેવા નિરદયને વળી દયા શાની ? જતા આવતા લોકોને લુટી હેરાન કરવા એતો અમારા બાપ દાદાનો ધધોજ છે નિરદયતાથી વર્તવુ એજ અમારૂ કર્તવ્ય છે ત્યા દયાનો વાસો અમારામા ક્યાથી હોય !

રાણી—આવી નિરદયતા વાપરવાથી પરમેશ્વર તમારા ઉપર રાજી નહી રહે કાળના પજામા સપડાતા સઘળુ યાદ આવશે

સરદાર—ભલે પછી અમારૂ ગમે તે થાય પણ અત્યારે તો તારી નજર આગળ મોજ કરીએ છીએ સીપાઇઓ લઇ જાઓ આને મહેલમા !

હુકમ થતાજ સીપાઇઓએ રાણીને મહેલમા લઇ જઇ સરદારની સ્રીને હવાલે કરી

સરદારની સ્રી રાણીનો ખુબસુરત ચહેરો જેઇ વિચાર કરવા લાગી કે " આ સ્રી ઘણી ખુબસુરત છે, કોઈ ખાનદાન જણાય છે ચ્હેરો પણ ભવ્ય છે માટે આને અહીં રાખવી ઠીક નહી કારણ કે જો સરદાર આના ઉપર કદાચ મોહીત થઇ ગયો તો પછી મને તો બોલાવશે પણ નહીં માટે આને અહીંથી દુર કરવાની કંઇ યુક્તી શોધી કાઢી હોય તો ઠીક ! "

થોડીવાર વિચાર કરીને આ સ્રી કોણ હશે તે જાણવાની

ખાતર પુછવા લાગી—" બાઇ તુ કોણ છે ? અને આ લોકોના પંજામાં ક્યાથી સપડાઇ ગઇ છે ?"

આ સાભળી રાણીએ પોતાનો સર્વ વૃતાંત સંભળાવ્યો અને નમ્રતા પુર્વક બોલી—" બાઇ ! મારે મારા પતિનો ઘણા દીવસથી વિયોગ થયો છે તેથી મને ઘણીજ ફીકર થાય છે માટે કેઇ પ્રકારે અહીથી છુટવાનો ઉપાય બતાવે તો તારો ઉપકાર જીંદગી સુધી ન ભુલુ આટલુ બોલતા તેની આખમા આસુ આવી ગયા

તેને રોતી જોઇ સરદારની સ્ત્રી આશ્વાસન આપતા બોલી—" બ્હેન ! ગભરાઇશ નહી હુ કોઇ રીતે તને અહીથી મુક્ત કરીશ " આમ કહી તે સરદારની સ્ત્રી પોતાના કાયમા પ્રવૃત થઇ

રાત્રીને સમયે જ્યારે સરદાર પોતાની સ્ત્રીની પાસે આવ્યો ત્યારે તે સરદારની સ્ત્રીએ સરદારને સમજાવતા કહ્યુ –' પતિ ! આજે તમે જે સ્ત્રીને આણી છે તેના ચિન્હ સારા જણાતા નથી માટે જેમ બને તે જલ્દીથી તેને તમારી પાસેથી દુર કરો નહી તો જરૂર અનિષ્ટ પરિણામ આવશે '

સરદાર—અરે તુ તો બેવકુફ છે અમારે બ્હારવટીયાને તે વળી આફત શી આવવાની હતી અને કદાચ આવે તો તેથી શુ થયુ આફતથી અમે કયા ડરીએ તેમ છીએ તે સ્ત્રી મને શુ કરી શકશે, કદાચ મારો પ્રાણ લેશે એથી તો વિશેષ કંઇ કરી શકે તેમ નથી તને ખબર છે મોતથી તો અમે ડરતાજ નથી દરેક કાર્ય અમે અમારી જીંદગીના જોખમેજ કરીએ છીએ

સ્ત્રી—પતિ આવો ખોટો દમામ ન રાખો અભિમાન કોઇનો રહ્યો નથી અને રહેવાનો નથી માટે મારૂ કહેવુ માન્ય કરો નહી તો ખુવાર થશો'

**સરદાર**--ઠીક ત્યારે તુ કહે છે તો તેને કોઇ બીજા મકાનમા એકલીજ રાખુછુ આમ બોલતા તેણે પોતાના સેવકોને રાણીને બીજા મકાનમા કેદ કરવાનો હુકમ ફરમાવ્યો સેવકોએ તે પ્રમાણે કર્યું

રાણીએ પોતાના છુટકારા માટે એકાતમા બેઠા બેઠા અનેક યુક્તિઓ શોધવા માડી થોડીવારે તેની નજર, સામે ભેરવેલી બે સમશેરો તરફ ગઇ તે સમશેરો જોતાંજ તેમાની એક સારી પાણીદાર જોઇ પોતાની પાસે રાખી મરણુ આદરી નિર્ભયપણે બેઠી

આમ કરતા લગભગ અર્ધ રાત્રી પસાર થઇ ત્યાસુધી કઈ જણાયુ નહી, તેથી રાણીએ જરા આડા થવાનો વિચાર કર્યો અને જેવુ પાસુ વાળે છે કે તરતજ પોતાની સામે સરદારને ઉભેલો જોતાજ તે ચમકી અને સાવધાન થઇને બેઠી સરદારે આવી રાણીની પાસે પ્રેમની માગણી કરી રાણીએ તેને ઘણી ઘણી રીતે સમજાવ્યો પણ એકનો બે ન થયો અને બળાત્કારની તૈયારી કરવા લાગ્યો

તે દુષ્ટ નહી માને અને મારૂ શીયળ ભગ કરશે એમ ખાત્રી થવાથી રાણીએ તે તરવાર એકદમ તેના ઉપર ફેકી ફેકતાની સાથેજ તેનુ શીર ધડથી જુદુ થઇને પડયુ, મરતા મરતા તેણે એક કારમી ચીસ પાડી જે સાભળતાજ આજુબાજુના કેટલાક પહેરેગીરો દોડી આવ્યા અને જેવા મકાનમા પેસવા જાય છે તેવાજ રાણીએ બહાદુરીથી એક સામટો બધાનો કચ્ચરઘાણ વાળી દઇ પોતાનો બચાવ કીધો

સરદારના મકાનમા લોહીની સરીતાઓ વહેવા લાગી ! જ્યા ત્યા માણસના ધડ અને શીર પડેલા દેખાવા લાગ્યા ! એકાએક શરીરને કમકમાવે તેવો ભયકર બનાવ બની રહ્યો રાણીનુ શરીર એકદમ વિકાળ જોગણી જેવુ સર્વને દેખાવા લાગ્યું, જાણે દુષ્ટોનો સહાર કરવા સાક્ષાત્ કોઇ જોગણીએજ અવતાર ન લીધો હોય ! આ ભ-

યકર બનાવ જોઇ આજુબાજુના સર્વ લુટારાઓ આવી પહોચ્યા અને ઘણી મુસ્કેલીએ રાણીને પકડી કેદ કરી લીધી

અહીં રાજા પોતાની સ્ત્રીની શોધ કરતો ઘણી મુશ્કેલીએ હાંક-મને ઘેર આવી પહોચ્યો તો એવા સમાચાર મળ્યા કે તે સ્ત્રી મારા છોકરાને લઇ રાત્રે કેદખાનામાથી સટકી ગઇ છે અમો તેની શોધ માજ ફરીએ છીએ પણ હજુ કઇ પત્તો લાગ્યો નથી આ વાત સાંભળતાજ રાજાને એકદમ મુર્છા આવી પાસે ઉભેલા વણિકે તેની કેટલીક સારવાર કરી તેને બેઠો કર્યો અને આશ્વાસન આપી પોતાને ઘેર તેડી લાવ્યો

બાદ તે વણિક કહેવા લાગ્યો –" ભાઇ ! તમે ગભરાશો નહી મારી સ્ત્રી ઘણીજ નમ્ર સ્વભાવની છે, તે તમારા બન્ને બાળકોનુ સારી રીતે રક્ષણ કરશે અને આપણે બન્ને તેની શોધમા જઇશુ હુ તમારી સાથેજ આવીશ અને તે કાર્યમા તમારો મદદગાર થઇશ માટે ધીરજ રાખો

રાજા—ભાઇ તમારો મોટો ઉપકાર ! અત્યારે તો હુ એક હીણભાગી અને દુખી માણસ છુ પણ સમય આવે આ તમારા ઉપકારનો બદલો ઇશ્વર અપાવશે તો જરૂર આપીશ

વાણીયો—ભાઈ એમ શુ બોલો છો ' સકટની વખતે સ્હાય થવુ એ ઉપકાર નહી પણ મનુષ્ય માત્રની ફરજ છે આમ બોલી તે વાણીયે બન્ને છોકરાને પોતાની સ્ત્રીને સ્વાધીન કર્યા અને તેનુ યોગ્ય રીતે પાલન કરવા તેને સમજાવી તે તથા રાજા બન્ને રાણીની શોધમા નીકળી પડયા

ચાલતાં ચાલતા તેઓ એક વિકટ અરણ્યમા આવી પહોચ્યા એટલામાં ત્યાં એક વિચિત્ર બનાવ બન્યો.

એક સોદાગર કે જે કેટલુક જવાહિર ઉટ ઉપર લાધી જતો હતો તેને લુટારાના એક કાફલાએ લુટી લીધો અને કાફલાના માણસો નાસી ગયા

રાજા તથા વાણીઓ એક ઝાડ નીચે બેસી આ બનાવ જોઇ રહ્યા એટલામા સોદાગર કેટલાક સીપાઇઓને લેઇ તે લુટારાઓને શોધતો જ્યા રાજા બેઠો હતો ત્યા આવ્યો અને બન્ને જણને કાફલાના માણસ ધારી ઘેરી લીધા વાણીયો તો છુપી રીતે અગીઆગ ગણી ગયો પણ રાજા સપડાઇ ગયો રાજાએ સોદાગર તથા સીપાઇઓને ઘણી રીતે સમજાવ્યા કે–" ભાઇઓ હુ કાફલાનો માણસ નથી નાહક મને શા માટે હેરાન કરો છો ? "

તોએ તેની કઇ પણ વાત ધ્યાનમા ન લેતા પકડયો અને પાસેના શહેરના હાકેમ પાસે લાવી ઉભો કર્યો

સોદાગરે પોતાની ચોરીની વાત હાકેમને કહી સભળાવી જે વાત સાભળી હાકેમ રાજાને પુછવા લાગ્યો

" ભાઇ તુ કોણ છે ? અને સોદાગર લુટારાના હાથથી લુટાયો તે સબધી શુ જાણે છે ? "

**રાજા**--મહારાજ હુતો એક મુસાફર છુ દુખનો માર્યો ફરૂછુ, ઘણા દિવસથી વિખુટી પડેલી મારી સ્ત્રીને શોધુછુ ચાલતા ચાલતા થાકી જવાથી એક ઝાડ નીચે વિશ્રાન્તી માટે બેઠો એટલામા આ સોદાગરે મને તમારા માણસો પાસે પકડાવ્યો છે તે લુટારાઓને મારે કોઇ તરેહનો સબધ નથી

**હાકેમ**—વારૂ ! તારૂ વતન કયા છે ? અને હમણા કયા જવા ધારે છે ?

**રાજા**—કૃપા કરી તે વાત મને ન પુછશો ! મારૂ રહેવાનુ

સ્થાન અનિશ્ચિત છે ! અને હુ ક્યા જઉંછુ તે પણ કહેવાને શક્તિ-માન નથી મારી સ્ત્રીને શોધતો નસીબ જ્યા લઇ જશે ત્યા જઇશ

**હાકેમ**—જ્યારે તુ કઇ પણ તારી વાત કહેતો નથી, અને સઘળુ છુપુ રાખે છે, ત્યારે નક્કી તુ પણ કોઇ લુટારાનો સાથીજ છે નહીતો તારૂં પોતાનુ સ્થાન બતાવવામા તારે શુ હરકત છે ?

**રાજા**—બીજુ કઇજ નહી, મારી વિતક વાતો ઘણી લાબી છે તેમજ આગળની વાત સાભળતા મારૂ હૈયુ ભરાઇ આવે છે ( આટલુ બોલતા રાજાના નેત્રમાથી આસુ વહેવા લાગ્યા ) થોડી વારે સ્વસ્થ બની કહેવા લાગ્યો —“ તોપણ ટુકામા કહુછુ કે હું કઇ કારણસર ઘેરથી નાકળેલો છુ, જે વખતે ઘેરથી નીકળ્યો તે વખતે મારી સ્ત્રી તથા મારા બે કુમળા બાળકો મારી સાથે હતા કમ નમીબે મારી સ્ત્રી તે છોકરાને માટે ખાવાનુ લેવા ગઇ તે ફરીથી પાછીજ આવી નહી જેથી મારા બાળકોને એક વાણિયાને ત્યા મુકી હુ તેની શોધમા ભટકતો અહી સુધી આવી પહોચ્યો છુ બાકી હું કઇ ગુન્હેગારથી નથી ”

**હાકેમ**—હા હા, મે થોડા દિવસ ઉપર એક વાત સાભળી હતી કે કોઇ સ્ત્રી ચોરીના ગુન્હામા પકડાયેલી તે હાકેમના છોકરાને લઇ રાત્રીને સમયે બદીખાનામાથી નાસી ગઇ છે તે તો તારી સ્ત્રી ન હોય ?

**રાજા**—વખતે તે પણ હોય ! નક્કી કેમ કહી શકાય ? પણ તે પતિવ્રતા છે તેથી હાકેમના છોકરાને કઇ ભેદ સિવાય રાત્રીને સમયે લઇને ચાલી જાય એ વાત જરા શકાયુક્ત છે

**હાકેમ**—ઠીક છે અત્યારે તો હું તને ગુન્હેગાર ગણી બદી-ખાનામા નાખુ છુ કારણ કે તારા બોલવા ઉપરથી તુ પણ લુટા-

રાનો સાથી હોય એમ જણાય છે પછી આ બાબતની પુરી તપાસ કરી જો તુ નિર્દોષ હશે તો તને મુક્ત કરીશ આટલુ બોલતાજ હાકિમે રાજાને દારોગાને સ્વાધીન કર્યો દારોગે આજ્ઞા પ્રમાણે તેને કેદ કીધો

હવે રાજાને બદીખાનામા પડતો મુકી આપણે નવા રાજા થયેલા બ્રહ્મદેવ તરફ નજર કરીએ

બ્રહ્મદેવની આજ્ઞાનુ પરિપાલન કરતા કેટલાએક ગુપ્ત સેવકો રાજા ક્યા જાય છે ને શુ કરે છે તેની તપાસ રાખતા તેની પાછળ ફરતા ફરે છે એટલામા તેમને કઇક ભાગી તુટી બાતમી મળી જેથી બે ચાર સેવકો પેલા વણિકને ત્યા આવી પહોચ્યા અને વાણીયાને ધમકાવીને કહેવા લાગ્યા —" કેમ રે, વાણીયા ભાઇ ! મહારાજાના હુકમની ખબર નથી કે ? મનાઇ છતા રાજાના છોકરાને કેમ આશ્રય આપી રાખ્યા છે ? રાજાના હુકમની તને દરકાર નથી અમે તને તાકીદ આપીએ છીએ કે ગમે ત્યા હાલ ને હાલ તેમને કાઢી મુક, નહીતો ગુન્હેગાર ગણી મહારાજા પાસે હાજર કરીશુ "

ગુપ્ત સેવકોનો હુકમ સાભળી વાણીઓ કહેવા લાગ્યો –" ભાઇઓ મને મહારાજના હુકમની ખબર નથી, તેમજ મે તે છોકરાને ઓળખીને આશ્રય આપ્યો નથી, તેમજ મે તો કોઇ સારા માણસના છોકરા ભુખે ટળવળે છે એમ ધારી દયા ભાવથી આ કામ કર્યુ છે આપના કહેવાથી અત્યારે રાજાના હુકમની મને ખબર પડી તેથી હવે તનો બાપ બે ચાર દીવસમા પાછો આવનાર છે તે વખતે હુ તેમને તેને સ્વાધીન કરી દઇશ "

**સેવકો**—નહી, નહી જો જીવતા રહેવુ હોય તો હાલજ તેમને અહીથી ગમે ત્યા મુકી આવ. બોલ શુ વિચાર છે ?

વાણીયો—ભાઇ, કંઇક તો બિચારાની દયા લાવો, તમે પણ મહારાજાની પેઠે છેક નિર્દય શું થઈ જાઓ છો હવે તેમને ઓળખ્યા એટલે મારાથી તો એકદમ એવી નિર્દયતા નહી વપરાય, વિશેષમા તેમનો બાપ મને અને બાળકો સોંપીને ગયો છે તેથી તે આવીને પુછે તો હું શો જવાબ આપુ ? માટે હવે થોડા દિવસ ગમે તેમ કરી નીભાવો હું આ વાત કોઇના આગળ કદી પણ જાહેર નહી કરૂ

સેવકો—એ તો બધુએ સમજ્યા, અમારે તો જેનુ લુણ ખા ઇએ તેની નોકરી બરાબર બજાવવી જોઇએ, તેની આજ્ઞાનુ ઉલ્લંઘન અમારાથી શી રીતે કરી શકાય ? દયા ભાવ શી રીતે રાખી શકાય ? !

વાણિયો—ભલે તેમ ન થાય તો મને માત્ર પાંચ દિવસની મહેતલ આપો એટલામા હુ તેમને ગમે તે સ્થળે મુકી આવીશ અને તે ઉપકારના બદલામા તમને પણ .

સેવકો—ચુપ કર, અમે સમજી ગયા છીએ કે તારે શુ કહે વાનુ છે ? શુ બદલા આપીને અમને લાંચીયા બનાવવા માગે છે ? આથી તો અમે તને ઉલટો બેવડો ગુન્હેગાર ઠરાવીશુ એક તો રાજાના હુકમનુ અપમાન કર્યું તેથી ગુન્હેગાર છુ અને વળી રાજ્ય સેવકોને લાંચીયા બનાવી બેવડો ગુન્હેગાર થવા શા માટે ઇચ્છે છે

વાણિયો—નહી નહી, ભાઇઓ મારી તેવી મરજી નથી. હુ તમને લાંચીયા બનાવવા માગતો નથી

સેવકો—ચાલ ત્યારે હાલ ને હાલ કહેવા પ્રમાણે તેમને ગઇ ત્યાં મુકી આવ.

વાણીયો સમજી ગયો કે આ લોકો હઠીલા છે તેથી મારી વાત માન્ય નહી કરે. તેથી વિચાર કરી સેવકોને કહેવા લાગ્યો, " ઠીક,

ત્યારે તમે માનતાજ નથી તો નિરૂપાયે માત્ર ચાર કલાકમાંજ હું તેમને કોઇ સ્થળે મુકી આવું છું "

સેવકો—વારૂ જા તારી ઘણી આજીજીથી દયા લાવી તને ચાર કલાકની મહેતલ આપીએ છીએ પણ જો તેટલો સમય ગયા બાદ તેમને અહી જોઇશુ તો તને ગુન્હેગાર ગણી યોગ્ય શિક્ષા કરાવીશુ આટલુ બોલી સેવકો ત્યાથી ચાલ્યા ગયા

વાણીયાયે થોડી વાર વિચાર કર્યા બાદ તે છોકરાને કયા મુકી આવવા તે સબધી એક યુક્તી શોધી કાઢી. અને તરતજ તે છોકરાને સમજાવી પટાવી એક ગાડીમા બેસાડી પોતાનો બાગ કે જે શહેર બહાર બે કોશ દુર હતો ત્યા લઇ ગયો અને ખાવા પીવાનો યોગ્ય બદોબસ્ત કરી બાગના માળીને સોપી તે છોકરાને બાગમા આવેલા પોતાના બગલામા મુકી તે વાણીઓ ઘેર પાછો આવ્યો

" ગરીબ બીચારા બાળકો ! કુમળા પુષ્પોને કચરી નાખવામા પણ કીરતારે કયા કમીના રાખી છે ! ! પ્રભુ ! દુખીને દુખી કરવા એજ તારો ન્યાય ! એજ કાયદો ! ! "

તે બન્ને નિરાધાર અને છતા માબાપે માબાપ વિનાના કમનસીબ છોકરા સુખે દુખે તે બાગમા પોતાના દિવસો નિર્ગમન કરવા લાગ્યા

એમ કરતા એક દિવસે કોઇ સોદાગર દુર દેશથી આવતા વિશ્રાન્તી અર્થે રહેજ આ બાગમા આવીને બેઠો એટલામા તે બન્ને છોકરા રમતા રમતા ત્યા આવી પહોચ્યાં. તેમને એકલા રમતા જોઇ તે સોદાગરે માળીને પુછ્યુ –" ભાઇ આ કોના બાળક છે ? "

**માળી**—ભાઇ તેના માબાપ તે છોકરાને અમારા માલીકને સોપી કેટલાક દીવસથી કોણુ જાણે કયાય ગયા છે, હજુ સુધી તેમનો

પત્તો લાગ્યો નથી અત્યારે તો તે બિચારા છના માબાપે માબાપ વિનાના છે મારા માલીકે તે છોકરાને ઘણા દીવસ પોતાને ઘેર રાખી પાળ્યાં તેથી અમારા શહેરનો હાકેમ મારા માલીક ઉપર ગુસ્સે થયો અને તે છોકરાને કોણ જાણે શાથી ઘરમાથી કાઢી મુકવાનો હુકમ કર્યો જેથી મારો શેઠ તેમને ઘણા દીવસથી અત્રે મુકી ગયો છે

માળીની વાત સાભળી સોદાગરે તે છોકરાને પોતાની સાથે લઇ જઇ વેચી નાખવાનો મનમા વિચાર કર્યો એટલામા રાત્રી પડી એટલે સોદાગર બન્ને છોકરાને ઉંઘતા ઉપાડી એક ડોળીમા નાખી સમુદ્ર કીનારે લઇ આવ્યો અને ચીન જવા નીકળેના એક વહાણમા બેસી ગયો

પ્રાત કાળ થતાજ તે બન્ને છોકરા જાગી ઉઠયા, અને સમુદ્ર વહાણ વગેરે જોઇ ગભરાઇ ગયા, પોતાની પાસે બેઠેલા કોઇ અણ જાણ્યા માણસ તરફ તેમની નજર ગઇ તેથી તેઓ ભયથી કાપતા પુછવા લાગ્યા —" ભાઇ તમે કોણ છો ? અને કયા લઇ જાઓછો ? "

**સોદાગર**—હુ એક સોદાગર છુ, અને તમને ચીન લઇ જવા ધારૂ છુ

**છોકરા**—વારૂ, ચીન લઇ જઇ અમને શુ કરશો ?

**સોદાગર**—જે વધારે કીંમત આપશે તેને ત્યા તમને વેચી દઇશ

**છોકરાં**—અરે ભાઇ અમને શા સારૂ લઇ જાઓ છો, અમારા કાલાવાલા તરફ કઇક તો દયાની નજરથી જુઓ અમારા માબાપ અમારા વિના ઝુરી ઝુરીને મરશે દયા લાવી અમને પાછા તે બાગમા મુકી આવો તો મોટો ઉપકાર થશે, અમને કનડવાથી રાજી નહી થાય હરી, મરતાને મારવામા તુ સુખી નહી થાય જરી ! !

**સોદાગર**—બસ કરો તમારી વાત સાભળવા હુ માગતો

નથી, મારી પાસે દયાની યાચના કરતા ના, મુગા મુગા જ્યા લઇ જઉ ત્યા ચાલ્યાં આવો

" નિરાધાર બાળકો ! તેમનુ શુ જોર ! કમાઇના હાથથી બચવાની તેમની શી ગુન્જાસ ! બીચારા મુગા મુગા નીચ સોદાગરની સાથે ચાલવા લાગ્યા, ભર દરીયામાં ઝપાટા ખાતુ વહાણુ પુર જોસમા ચાલવા લાગ્યુ, અને થોડા વખતમા ચીનના બારામા આવી થોભ્યુ

ચીનના દીવાને કિનારા ઉપર ઉભા રહી સોદાગરોનો માલ અસબાબ તપાસ્યો કેટલોક માલ ખરીદ પણુ કર્યો એટલામા આ બન્ને છોકરાને લઇ ઉભેલા સોદાગર તરફ તેની નજર પડી છોકરાનો ચ્હેરો જોતાજ સ્વાભાવિક રીતે દીવાનને તેના ઉપર પ્રેમ ઉત્પન્ન થયો તેથી તેને ખરીદ કરવાના વિચારથી તે સાદાગરને પુછવા લાગ્યો " અરે સોદાગર આ બન્ને બાળકો કોના છે ? અને તુ તેમને કયા લઇ જવા ધારે છે ?

**સોદાગર**—સરકાર તે છોકરા સેવકના છે અને જો કોઇ ધારવી પ્રમાણે કીંમત આપશે તો બન્ને વેચી દેવાના છે

**દીવાન**—તો બોલ મારે ફકત આ છોકરાની જરૂર છે તેની શુ કીંમત પડશે ?

**સોદાગર**—મહારાજ એકલા છોકરાના ત્રીસ હજાર રૂપીઆ પડશે.

**દીવાન**—ઠીક ત્રીસ હજાર લે, પણુ તે છોકરો મને સોંપી દે.

આમ બોલતા દીવાને ત્રીસ હજાર રૂપીઆ તે સોદાગરને ગણી આપી છોકરો ખરીદી લીધો અને તેને પોતાને ઘેર લઇ જવા સીપાઇઓને હુકમ કર્યો સીપાઇઓ તેને આજ્ઞા પ્રમાણે ઘેર લઇ ચાલ્યા.

" કમનસીબ છોકરા ! ભાઇ બ્હેનની જોડી પણુ તુટી ગઇ ! છોકરો દીવાનને ત્યા ગયો, છોકરી એકલીજ સોદાગર સાથે રહી ગઇ ! ! "

બીજે દીવસે પાછુ વહાણ આગળ જવા ઉપડયુ, છોકરીને એકલીને લઇ તે સોદાગર તેમા બેસી ગયો તે છોકરી બીચારી પોતાના ભાઇનો વિયોગ સહન ન કરી શકી, અને મરવાનો નિશ્ચય કરી એકદમ દરીયામા પડી, "ચાલો ઠીક થયુ બીચારી દુખ-માથી છુટી "

પરતુ પ્રિય વાચકો દુખી માણસોથી તો મોત પણ ચાર ડગલા છેટુજ રહે છે વીધીએ લખેલુ ભોગવ્યા સિવાય મોત પણ ક્યાથી આવે પડતાની સાથેજ બીજે દિવસે સહીસલામત તે કિનારા ઉપર આવી પહોચી કીનારા ઉપર ઉભી રહી પોતાના ભીના લુગડા સુકવી પહેરી લીધા, અને પોતાના કમનસીબનો વિચાર કરતી એક ઝાડ નીચે બેઠી આખમા ઘેન ભરાવાથી સહેજ આડી થઇ અને જોત જોતામા ઉઘી ગઇ જ્યા તે છોકરી સુતી હતી તે પણ ચીન નાજ તાબાનો એક મુલક હતો તે શહેરના હાકમનો છોકરો દરીયા કીનારે ફરતો ફરતો જ્યા તે છોકરી સુતી ત્યા આવી પહોચ્યો અને આઠ વરસની કોઇ એકલી છોકરીને ભરનીંદ્રામા સુતેલી જોઇ પોતાના મનમા અનેક પ્રકારના તર્ક વિતર્કો કરવા લાગ્યો એટલામા તે છોકરીએ પોતાની આખ ઉઘાડી તો સામે કોઇ યુવાન પુરૂષને રાજવશી ઠાઠમા ઉભેલો જોયો તેને જોતાજ તે એકદમ બેઠી થઇ, અને પોતાના ભાઇ તથા માતા પિતાના વિયોગથી ચોધાર આસુએ રડવા લાગી

તે હાકેમના છોકરાએ તેને સમજાવી શાત કરી અને તેનો સર્વ હેવાલ અથ ઇતી જાણવાની પોતાનીજી ગ્નામા જણાવી છોકરીએ પણ તેને કોઇ ખાનદાનનો ફરજદ સમજી પોતાની સર્વ હકીકત તેને કહી સભળાવી હાકેમના છોકરાને તેની ઘણી દયા આવી તેથી તેને આશ્વા-સન આપતા બોલ્યો –" બહેન, તુ ગભરાઇશ નહી, તુ મારી ધર્મની

બહેન છે તુ મારી સાથે મારે ઘેર ચાલ હું તને તારા ભાઇનો મેળાપ કરાવી આપીશ.

દુ ખમા સુખનો કઇક અનુભવ કરતી તે છોકરી તે હાકેમના છોકરા સાથે તેને ઘેર ગઇ હાકેમના છોકરાએ પોતાની માને તે છોકરીની સર્વ હકીકત જણાવી અને તેને પોતાની માને સ્વાધીન કરી

તે માતાએ છોકરીને પ્યારથી બોલી લીધી અને તેને પોતાની પુત્રી પ્રમાણે ગણી પાળવા લાગી આમ તે છોકરી હાકેમને ત્યાં પોતાના દીવસો આનદમા ગુજારવા લાગી.



## પ્રકરણ ૫ મુ.

### રાજા પ્રતાપભાનુ

છોકરી તો ત્યા પોતાના દિવસોમા ગુજારવા લાગી હવે આપણે દીવાનને ત્યા રહેતા પેલા છોકરા તરફ નજર કરીએ

દીવાન તે છોકરાનો આવો ભવ્ય ચહેરો જોતાજ ઘણો પ્રસન્ન થયો અને તેને વ્હાલથી પોતાના ખોળામા બેસાડી તેની સર્વ હકીકત પુછવા લાગ્યો

છોકરાએ પોતાની સર્વ હકીકત દીવાનને કહી સભળાવી વાત કરતા પોતાના માતાપિતા તથા પોતાની નાની બહેન તેને સાભરી આવ્યા અને એકદમ રડવા લાગ્યો

દીવાને તેને શાતી આપતા કહ્યુ —" ભાઇ જો તે તેજ વખતે આ વાત મને જણાવી હોત તો હુ કોટી ઉપાયે પણ તારી બહેનને તેની સાથે ન જવા દેત અને ઉલટી તેને યોગ્ય શીક્ષા કરત કારણ કે

હું આ ચીનના રાજ્યનો દીવાન છુ પણ હજી હજુ કઇ બાજી હાથથી જતી રહી નથી હું તપાસ કરી તારી બહેનનો મેળાપ તને કરાવીશ માટે કોઇ વાતની ચીતા ન કરતા ખાઇ પી આનદ કર આમ બોલી દીવાન કઇ કામસર બહાર ચાલ્યો ગયો અને છોકરો પણ પોતાના કામમા પ્રવૃત થયો

આમ કેટલાક દીવસો વ્યતિત થયા બાદ એક દિવસ દીવાનની સ્ત્રી તે છોકરાને લઇ ચીનની રાજ રાણીને મળવા ગઇ રાજ રાણીને જોતાજ છોકરાએ તેને દડવત્ પ્રણામ કર્યા અને સામે ઉભો રહ્યો

રાજ રાણી આ છોકરાનો ચહેરો, તેની હોશીયારી, અને સભ્યતા જોઇ તેના ઉપર વગી ખુશી થઇ અને તેને પોતાની પાસે બોલાવી પ્યારથી છાતી સરસા ચાપી પુછવા લાગી –" ભાઇ તુ કોણ છે ? અને અહીં શી રીતે આવી ચઢયો ? છોકરાએ શરૂથી અત સુધી પોતાની વીતેલી વાર્તા રાજ રાણીને કહી સભળાવી તેની વાર્તા સાભળતાજ રાજ રાણીના મુખ કમળ ઉપર શોકની છાયા છવાઇ ગઇ અને તે છોકરાના દુખની વાર્તા સાભળી એક નિમાસો નાખતા તેણે તેને દીલાસો આપી પોતાની પાસે બેસાડયો

થોડીવારે દીવાનની સ્ત્રી પોતાને ઘેર પાછી ફરવાની તૈયારી કરવા લાગી, તેની સાથે છોકરો પણ તૈયાર થયો ને છોકરાને જતો અટકાવી રાજરાણીએ કર્યુ –' છોકરા તુ તો હવે મારી પાસેજ રહે જે દીવાનને ત્યા પાછા જવાની કઇ જરૂર નથી "

રાજ રાણીની મનોભાવના સમજી જવાથી દીવાનની સ્ત્રી બોલી " ભલે ભાઇ રાણીજીની મરજી છે તો ખુશીથી અહી રહેજે મારા ઘર કરતા પણ અત્રે તને વિશેષ સુખ મળશે રાણીજીને કઇ સતાન પણ નથી જેથી તે તને પોતાના છોકરા પ્રમાણે ગણી તારી યોગ્ય

બરદાસ્ત રાખશે અહી કાઇ વાતની કમી નથી, નક્કી તારૂં નસીબ ફરી ગયુ એમ સમજજે" આમ કહી દીવાનની સ્ત્રી પોતાના ઘર તરફ વિદાય થઇ

રાત્રીને સમયે ચીનનો મહારાજા પોતાના એકાંત ભુવનમા આવ્યો અને રાણીની પાસે આ છોકરાને બેઠેલો જોઇ વિસ્મયતાથ પુછવા લાગ્યો, "સતિ' આ છોકરો કોણ છે ? તેનુ મુખારવિંદ જોઇ મારૂ મન તેની તરફ કેમ આકર્ષાય છે ? કુદરતી પ્રેમ શાથી ઉદ્ભવે છે માનો ન માનો પણ તે છોકરો મને પુરો ભાગ્યશાળી લાગે છે

" મને પણ એમજ લાગે છે, આ છોકરાને આપણા દિવાનની સ્ત્રી આજે પોતાની સાથે લાવી હતી, દિવાને થોડા દિવસ ઉપર આ છોકરાને એક સોદાગર પાસેથી વેચાતો લીધેલો છે મને પણ તેને જોઇ તમારી માફકજ કુદરતી રીતે પ્રેમ ઉત્પન્ન થયો તેથી મે તેને તેની પાસેથી માગી લીધો છે" રાણીએ સવ હકીકત કહી સભળાવી

**રાજા**—ભલે ખુશીથી તમારી પાસે રહેવા દો આપણે કઇ સતાન નથી, તેથી આપણ બન્નેને પુત્રનો લ્હાવો મળશે

**રાણી**—પ્રભુ ! જો આજ્ઞા હોય તો મારો વિચાર તેને દત્તકજ લઇ લેવાનો છે એટલે પછી કોઇ વાતનો અદેશોજ નહીં તેના મુખની કાતી, બોલવાની છટા અને તેની સભ્યતા જોઇ મને તો કોઈ રાજપુત્ર હોય તેમ લાગે છે અને કદાચ રાજપુત્ર નહીં હોય તો કોઇ ખાનદાનનો છોકરો તો નિસદેહ હશેજ પરમેશ્વરે ઘેર બેઠા સગા મોકલી તો સ્નાન શા માટે ન કરવુ બોલો આ બાબતમા આપની શુ ઇચ્છા છે ?

**રાજા**—ઘણીજ આનદની વાત, તેમ થાય તો વળી વિવાહથી રળીઆમણુ શું ? મારે પણ આ મારી રિદ્ધી સિદ્ધીનો કોઇ વારસ

નથી, તેથી તમારૂ કહેવુ માન્ય કરી જરૂર તેમ કરીશુ આમ બોલી રાજાએ તે છોકરાને પોતાના ખોળામા બેસાડયો અને અનેક પ્રકારે લાડ લડાવવા લાગ્યો બન્નેએ તે રાત્રીએ ને છોકરાને દત્તક તરીક લેવાનો પોતાનો વિચાર દઢ કર્યો

બીજે દીવસે રાજાએ સભા ભરી અને સર્વની સલાહ લઇ શુભ મહુરતમા તે છોકરાને દત્તક લેવાની સર્વ ક્રિયા કરી

આખા શહેરમા તે દીવસ તહેવાર તરીકે પળાયો ગરીબોને રાજાએ અન્ન વસ્ત્ર વિગેરે જરૂરીઆતી ચીજોથી સતોષ્યા ઘેર ઘેર ઓચ્છવ થઇ રહ્યો અને દત્તકની શુભ વધામણીથી પ્રજાવર્ગમા આનદ આનદ છવાઇ ગયો

રાજાને ત્યા આ છોકરો આનદમા દિવસો ગુજારવા લાગ્યો બ્રાહ્મણો તથા રૂષિએ પાસેથી અનેક પ્રકારની વિદ્યા સપાદન કીધી ધનુર્વિદ્યામા પણ સારી રીતે પ્રવિણ થયો એક પછી એક દિવસો વ્યતિત થવા લાગ્યા, એટલામા વૃદ્ધાવસ્થાએ પહોચેલા હોવાથી રાજા ઓચીંતો માંદો પડયો તેથી તેણે તે છોકરાને શુભ મહુરતમા પોતાને હાથેજ રાજ્યાભિષેક કર્યો થોડા દિવસમા રાજા સ્વર્ગવાસી થયો

ચીનના રાજ્યમા હવે છોકરાના નામની દુવાઇ ફેરવવામા આવી અને તે છોકરો સલાહ શાતીથી પોતાનુ રાજ્ય ચલાવવા લાગ્યો તેણે પોતાનુ નામ પ્રતાપભાનુ રાખ્યુ

છોકરો આવુ મોટુ ચીનનુ રાજ્ય મળવાથી પોતાને ભાગ્યશાળી સમજવા લાગ્યો પણ પોતાના માતા પિતાના અને નાની બ્હેનના વિયોગનુ દુખ એજ માત્ર તેના સુખના માર્ગમા કટક રૂપ હતુ હમેશા જ્યારે જ્યારે તેને આ વિચાર આવતા ત્યારે એકાંતમા રડતો, વળી થોડી વારે પોતાની મેળેજ પોતાના મનનુ સમાધાન

કરતા કહેતો " ઇશ્વર જુરૂ જે કરે તે સારાને માટે " જો આવી રીતે હુ અહીં સુધી ન આવ્યો હોત તો આવા મોટા રાજ્યનો અધીકારી શી રીતે થાત. "

મારી માફકજ જો મનુષ્ય પોતાના દુખનો સમય સતોષથી વિતાવે, તો જરૂર કોઈ દીવસ સુખનો અનુભવ મેળવે હશે જેમ અણચીંતવ્યુ આ સુખ મળ્યુ તેમજ કોઇ દીવસ તેમના સયોગનુ સુખ પણ સતોષ રાખતા ઇશ્વર જરૂર આપશે આમ મનનુ સમાધાન કરતો પોતાના દીવસો સતોષથી વ્યતિત કરવા લાગ્યો



## પ્રકરણ ૧ ઠુ.



### ભાઈ બહેનનો મેળાપ

શિઆળાની મોસમમા શીતળ ઉપચારો, અને ઉન્હાળાના તાપમા ગરમ ઉપચારો અયુક્ત ગણાય છે જે જે સમયે જે જે વસ્તુની આવશકયતા હોય તે તે સમયે તેને વટતા ઉપાયો યોજવા જોઇએ એમ કોણ નહીં સમજતુ હોય ?

છતા પેલી છોકરી આવી કડકડતી ઠડીને ન ગણકારતા ઉલટી ઠડી હવાનો અનુભવ શા માટે કરતી હશે ? કારણ સિવાય કઇ પણ કાર્ય બનતુ નથી, તેનુ આવુ અસ્થાનિક કર્તવ્ય પણ કઇ ઉદેશ પૂર્વક તો હશેજ ' આમ મનમા વિચાર કરતો એક નવ યુવાન બાગમા ફરતી એક કુમારીકાને ઉદ્દેશીને બોલ્યો —

" રાત્રીને સમયે આવી ઠડીનુ કષ્ટ સહન કરી તમે અહીં શા માટે આવ્યા છો ? તમારૂ કષ્ટ મને જણાવો, હુ મારાથી બનતી કોશીશ તમારા કાર્યમા મદદ કરીશ. મને તમારો પોતાનો મદદગાર

સમજી જે હોય તે સ્પષ્ટ જણાવો ’ પહેલા તો તે છોકરી આ યુવાનને જોતા ચમકી અને શર્મીત થઇ ગઇ, પરંતુ થોડીવાર વિચાર કરીને બોલી હું એક દુખી છોકરી છુ મારા દુખમા ભાગ લેવાની તમારે કઇ આવશ્યકયતા નથી, મારા લાગ્યા દુઃખ ભોગવીશ વધુ પુછપરછ ન કરતા તમે તમારા પથે પળો ઇશ્વર સિવાય બીજા કોઇની મદદની આશા હુ બીલકુલ રાખતી નથી ’

યુવાન—તોપણ કઇંક તો આપની વાત જણાવો ’ તમે મને જે ફરમાવશો તે કામ જીવના જોખમે પણ કરવા હુ તૈયાર છુ

છોકરી—બીજુ તો કઇ નહી, પણ ઘણા દિવસથી મારો ને મારા ભાઇનો વિયોગ થયો છે તે જ માત્ર મારે દુખ છે કોણ જાણે તે કેટલી મુશીબતો સહન કરતો હશે તેને એક માણસે વેચાતો લીધેલો છે આટલુ બોલતામા તો તે છોકરીની આખમા આસુ આવી ગયા તેનાથી આગળ એક શબ્દ પણ બોલી શકાયો નહીં

યુવાન—( તેને રડતી જોઇ ) અરે તમે રડો છો શુ કરવા ’ ધીરજથી તેને માટે કઇક યુક્તિ શોધી કાઢો ’

છોકરી—એવી કઇ યુક્તિ શોધી કાઢુ કે જેથી મારા ભાઇનો સયોગ થાય ’

યુવાન—તે કયા ગામમા છે તેની તમને કઇ નીશાની યાદ છે ? જો તેટલુ જણાવો તો હુ તમને કોઇ પણ ઉપાયે તેની પાસે લઇ જાઉ

છોકરી—તે બાબતની મને માલુમ નથી, નિશાની જાણતી હોત તો મને એકલીનેજ જવામા શુ હરકત હતી ’

યુવાન—ત્યારે તો જો તમારી ઇચ્છા હોય અને મારા ઉપર વિશ્વાસ હોય તો આપણ બન્ને આગરે આગરે તેની શોધમા નીકળીએ મને આજથી તમારી દરેક મુશીબતમા તમારો સાથીજ સમજજો.

છોકરી—વિશ્વાસ કેમ ન આવે, તમારા કહેવા પ્રમાણે કાલે આપણે બન્ને સાથેજ તેની તપાસમાં નીકળીશુ

યુવાન—તેમા શુ હરકત છે કાલેજ જઇશું મુસાફરીમા જોઇના સાધનો તો હુ અત્યારેજ તૈયાર કરી મુકીશ, અને પ્રાત કાળ થતાજ ચાલી નીકળીશુ

આમ વિચાર કરી બન્ને જણા એકમેકથી છુટા પડી પોત પોતાના મુકામે વિદાય થયાં

વાચકવર્ગને જણાવવુ આવશ્યક છે કે આ છોકરી તે હાકેમને ત્યા રહેલી રાજકુમારીજ હતી અને આ યુવાનના નામથી ઓળખાતો મખમ તે બીજો કાઇ નહી પણ તે હાકેમનો સાળો હતો

આ યુવાન તે કુમારીનો ચહેરો જોઇ તેના ઉપર મોહીત થયો હતો અને કુમારીમના પ્રેમની અભિલાષાથીજ તેણે તેની સાથે જવામા સ્વાથ અને પરમાર્થ બન્ને સાધવાની પોતાની કર્તવ્યતા વિચારી હતી પ્રાત કાળ થતાજ પોતાના નિત્ય કર્મથી પરવારી તે રાજકુમારી મર્દનો પોશાક પહેરી તે યુવાનની રાહ જોતી તેજ બાગમા આમ ફરવા લાગી થોડી વારમા તે યુવાન કે જેનુ નામ વિકટસિહ હતુ તે ત્યા આવી પહોચ્યો તેને જોતાજ કુમારી ઘણી ખુશી થઇ અને તે બન્ને તરતજ ઘોડા ઉપર સ્વાર થઇ ત્યાથી વિદાય થયા ગામે ગામ અને શહેર શહેરમા પોતાના ભાઇની તપાસ કરતી રાજકુમારી વિકટ સિહ સાથે વાર્તાવિનોદ કરતી ચાલી જતી હતી આમ કેટનાક દિવસ મુસાફરી કર્યા બાદ તેઓ બન્ને એક મોટા શહેરમા આવી પહોચ્યાં અને તે શહેરના એક મુસાફરખાનામા રાત્રીએ મુકામ કર્યો

કમનસીબે તે જ રાત્રીએ કેટલાક લુટારાઓએ તે શહેરમા ધાડ પાડી ચારે તરફ ઘુમતા તે લુટારા આ બને નીંદ્રાવશ થયા હતાં ત્યા આવી પહોચ્યા લુટારાઓનો પગરવ સાભળતાજ વિકટસિહ જાગી

ઉઠયો, અને પોતાની સમશેર લઇ તેમની સામો થયો, પણ એટલા બધામા તેનુ એકલાનુ શુ ચાલે ? જોત જોતામા તે લુટારાઓએ તેને ઘાયલ કર્યો અને તેમની પાસે જે કાંઇ માલ હતો તે લુટી લઇ ચાલતા થઇ ગયા

વિ ટસિંહને ઘાયલ થયેલો જોઇ તે છોકરી એકદમ તેની પાસ દોડી આવી, અને તેના ઘા ઉપર અનેક પ્રકારના ઉપચારો કરવા લાગી જેમ તેમ કરતા રાત્રી પસાર થઇ તે યુવાન ક્ષ્ણકી તદ્દન અશક્ત બની ગયો અને પ્રાત કાળ થતા તો આ છોકરીને નિરાધાર અત્રેજ છોડી પોતે આ મસા માથી સદાને માટે ગુમ થયો !!

કમનસીબ રાજકુમારી ! તેની સવ રાત્રીની મહેનત નિષ્ફળ ગઇ ! યુવાન તરફની તેની આશાઓ ધુળ મળી ગઇ ! નાનજેતમ તેના મદદગારની સણ જીવનદોરી ઇશ્વરે ખેચી લીધી !!

બીચારી નિરાશ થઇ ત્યાથી એકલીજ આગળ ચાલવા લાગી મોટા ભયાનક અરણ્યો પહાડો, અને નદીઓ વગેરે વટાવતી કેટનેક દીવસે તે રાજકુમારી ચીનના પાટનગર પેકીન શહેરમા આવી પહોચી કે જ્યા પોતાનો ભાઇ રાજા મન્યો હતો

ત્યા આવી શહેરના એક મદીરમા તેણે મુકામ કર્યા અને રાતો પસાર કીધી પ્રાત કાળ થતાજ પોતાના ભાઇની શોધમા શહેરમા આમ તેમ ફરવા લાગી ફરતા ફરતા થાકી જવાથી એક સુદર બગીચો જોઇ તેમા વિશ્રાન્તી અર્થ બેઠી થોડી વાર થઇ એટલામા એક છોકરો કેટલાક સિપાઓ સાથે તે બાગમા આવી પહોચ્યો

ફરતા ફરતા તે છોકરાની નજર રાજકુમારી કે જે પુરૂષના પોશાકમા બેઠેલી હતી તેના ઉપર પડી

મન્તેની નજર એક થઇ પણ લાબા સમયને લીધે અને પોશાકના ફેરફારને લીધે ભાઇ બહેને ઓળખી શકયા નહી છેવટે તે છોકર

પુરૂષના પોશાકમા બેઠેલી રાજકુમારીને પુછ્યુ –" ભાઇ તમે કોણ છો? ક્યાથી આવો છો" આ સાભળી રાજકુમારી બોલી " હુ એક રાજ-પુત્ર છુ થોડા સમયથી મારે ભાઇનો વિયોગ થયો છે તેની શોધમા ફરતો ફરતો હુ અહી આવી પહોચ્યો છુ "

કુમાર—તમારો વિયોગ શી રીતે થયો ?

કુમારી—હુ ને તે બન્ને સાથે મુસાફરીએ નીકળ્યા એટલામા કમનસીબે સોદાગર અમને બન્નેને ઉઘતા ઉપાડી ગયો અને વહાણમા બેસાડી લઈ ગયો તેણે મારા ભાઇને એક માણસને વેચ વેચ્યો ત્યારથી અમે બન્ને વિખુટા પડયા છીએ

કુમાર તરતજ ઓળખી ગયો અને તેના બોલવા ઉપરથી તેની ખાત્રી થઇ કે જરૂર આ મારી મેહેનજ છે અને કેઇ તેને રસ્તામા હેરાન ન કરે તેથીજ આવા મરદના પોશાકમા નીકળી છે તોપણ મનને ધીરજ રાખી પુરી ખાત્રી કરવા બોલ્યો –" તે સોદા-ગર તમને કયાથી ઉપાડી ગયેલો ?"

કુમારી—એક બાગમાથી

કુમારથી હવે ધીરજ ન ધરાઇ અને એકદમ બોલી ઉઠયો – તમે અત્યાર તે તમારા ભાઇને ઓળખી શકો ખરા કે ? '

કુમારી—કેમ ન ઓળખી શકુ

કુમારીનુ બોલવુ સાભળી કુમારે પોતાનો રાજવશી પોશાક ઉતારી નાખ્યો અને બોલ્યો –" જુઓ તમારા ભાઇ આવા હતા ?"

રાજકુમારીએ તરતજ પોતાના ભાઇને ઓળખ્યો અને પોતે પણ મરદનો પોશાક ઉતારી નાખી હર્ષમા પોતાના ભાઇને ભેટી પડી.

ઘણા દિવસના વિયોગી ભાઇ બ્હેન એક બીજાને મળી શાન્ત થયા.

પછી તે કુમાર પોતાની બ્હેનને સાથે લઇ તે બાગમા પોતાના બગલામા આવ્યો

બન્ને ભાઈ બહેન સાથે બેસી પોતાની સુખ દુખની વાતો કરવા લાગ્યા પોતે ચીનની ગાદીનો માલીક થયો છે તથા તે શી રીતે થયો તે સર્વ વાતો કુમારે પોતાની બહેનને કહી સમજાવી જેથી બહેન ઘણીજ આનન્દમા આવી ગઈ તેના હર્ષનો પાર ન રહ્યો, અદ્યાપિ સુધીનુ સર્વ દુખ તે પળવારમા વિસરી ગઈ સુખનો રહેજ અનુભવ થતા આખી જીદગીમા પડેલુ દુખ મનુષ્યને સાભરતુ નથી એ કુદરતી નિયમજ છે

આમ વાર્તાવિનોદ કરતા સુર્યાસ્ત થયો રાત્રીનો સમય થવાથી પોતાની બહેનને સાથે લઈ એક ગાડીમા બેસી ભાઈ બહેન સાથે રાજ મહેલ તરફ જવા નીકળ્યા

રસ્તામા સીપાઈઓ ગાડીની આગળ દોડે છે અને છડીદારો ખમા ખમા એમ ઉચ્ચાર કરી રહ્યા છે પોતાના ભાઈની મહત્વતા જોઈ બહેન હર્ષઘેલી બની મનની જણાય છે ગાડીમા બન્ને વાતો કરતા ચાલ્યા જાય છે એમ કરતા રાજમહેલ આવી પહોચ્યો બન્ને ગાડી-માથી નીચે ઉતર્યા અને રાજમહેલમા ગયા

ભાઈએ પોતાની બહેનને ફરી ફરીને સર્વ રાજમહેલની રચના બતાવી બહેન તે જોઈ ઘણીજ રાજી થઈ અને બન્ને ભાઈ બહેન સાથે રહી આ મહેલમા આનન્દમા કાળ નિર્ગમન કરવા લાગ્યા



# પ્રકરણ ૭ મું.

## મા અને દીકરી

સમય સાંજે યવનરાજના પંજામાંથી નાસી છુટેલી આપણી રાજકુમારી ચંદ્રકાન્તા, તથા જીવતદાન આપનાર પેલી બ્રાહ્મણી, બન્ને અશ્વને પુરપાટ દોડાવતી ઉજ્જેનીને રસ્તે જતી રહી

સુર્યાસ્ત થવાની તૈયારી હતી, અરણ્ય ઘણું ભયંકર હતું, તેથી રાત્રી પડતા પહેલા આ અરણ્ય પસાર કરવાના ઇરાદાએ અશ્વને સપાટાબંધ મારી મેલ્યા હતા, પરંતુ જોતજોતામાં તે જ અરણ્યમાં રાત્રી પડી ગઇ

કૃષ્ણપક્ષની અંધારી રાત્રી હતી, તેમાં વળી વૃક્ષોની ઘટાઓથી દીશા પણ જણાતી નહોતી, અરણ્ય ભયંકર અને ખાવા ધાતુ હોય તેવું જણાતું હતું ચારે બાજુએ વાઘ, સીંહ વગેરે પ્રાણીઓની ભયંકર ગર્જનાઓ સભળાતી હતી, તેથી આગળ જવાની હીંમત ન ચાલવાથી ત્યાંજ રાત્રી ગાળવાનો નિશ્ચય કીધો અને એક ઝાડના થડ સાથે અશ્વને બાંધી બન્ને બહેનપણીઓ તે ઝાડ નીચે વાર્તાવિનોદ કરતી બેઠી

એટલામાં મનુષ્યની સુગંધ આવવાથી કેટનાક રીંછ તેમની તરફ આવતા જાતાં, તે બ્રાહ્મણી તથા રાજકુમારી તે ઝાડ ઉપર ચઢી ગયા

પરંતુ ઝાડ ઉપર ચઢી જવાથી પણ રીંછના પંજામાંથી બચવું મુશ્કેલ હતું કારણ કે તેમને ઝાડ ઉપર ચઢેલા જોઇ રીંછ પણ ઝાડ ઉપર ચઢવા લાગ્યા. રીંછને ઝાડ ઉપર ચઢતા જોઇ બન્ને ગભરાઇ

જઇ પોતાના બચાવની યુક્તિઓ શોધવા લાગ્યા છેવટે રાજકુમારીએ પોતાની કમરમાંથી પીસ્તોલ કાઢી એક પ્રહાર કર્યો જેથી રીછ બરાડા પાડવા લાગ્યા અને ઉપર ન ચઢતા તે ઝાડને ઘેરી ઉભા રહ્યા, આમ કરતા રાત્રી પસાર થઇ ગઇ

સવાર પડતા બધા રીછ પોત પોતાના રહેઠાણમા ભરાઇ ગયા એટલે આ બન્ને નિર્ભય થઇ નીચે ઉતરી અને પોતાના અશ્વ કે જે રીછની ચીસોથી ભડકીને નાસી ગયા હતા તેમને શોધવા લાગ્યા, એટલામા ઝાડીમાથી એક મોટુ રીછ નીકળ્યુ અને જોતજોતામા બ્રાહ્મણીને ફાડી ખાધી રાજકુમારીએ તે બ્રાહ્મણીને બચાવવા ઘણી યુક્તિઓ કરી પણ સઘળી વ્યર્થ ગઇ છેવટે તેને મરણ પામેલી જોઇ રાજકુમારી પોતાના બચાવને માટે પુન ઝાડ ઉપર ચડી ગઇ આમ કરતા સુમારે બે પ્રહર દીવસ વ્યતીત થયો એટલામા દુરથી ઘોડાની ખરીઓનો અવાજ સભળાયો જે તરફથી તે અવાજ આવતો હતો તે દિશા તરફ રાજકુમારી તાકીને જોવા લાગી, તો કેટલાક ઘોડેસ્વારો આવતા જણાયા થોડી વારમા તે ઘોડેસ્વારો જે ઝાડ ઉપર રાજકુમારી બેઠી હતી તે ઝાડ પાસે આવ્યા તેમને જોતાજ રાજકુમારી પોતાની મદદને માટે બુમો પાડવા લાગી

તેનો આર્તનાદ સાભળી ને રીછના પજામાથી તેને છોડાવવા તે ઘોડેસ્વારોએ કેટલાક બંદુકના અવાજ કર્યા અવાજ સાભળવાથી રીછ પાછુ ઝાડીમા ભરાઇ ગયુ એટલે રાજકુમારી સહીસલામત નીચે ઉતરી

રાજકુમારીની કાન્તી જોતાજ સર્વ એક સામટા તેના ઉપર મોહીત થઇ ગયા અને માહોમાહી લડવા લાગ્યા આ ઝગડો ઘણા લાબા વખત સુધી ચાલ્યો એટલે તે લોકોના સરદારે તેમને સમજાવીને કહ્યુ — " ભાઇઓ તમે આમ લડી ન મરો, હાલ તો તે સ્ત્રીને આપણા

મુકામ ઉપર લઇ ચાલો પછી મૌ થઈ રહેશે " સરદારનુ કહેવુ સર્વ જણાએ માન્ય કર્યું અને રાજકુમારીને એક ઘોડા ઉપર બેસાડી પોતાના મુકામે લઇ આવ્યા. મુકામ ઉપર પહોચતાજ તેમના કેટલાક બીજા માણસો હતા તે પણ રાજકુમારીને જોતાજ મોહીત થઇ ગયા બાજી બગડી, તે માણસોના બે ભાગ પડી ગયા અને એક બીજા સાથે લડવા લાગ્યા બે પક્ષમાથી એકે નરમ ગરમ ન થયો, અને બોલાચાલી ઉપરથી વાત આગળ વધી બન્ને પક્ષના માણસો સામસામા તરવારો ખચી ઉભા રહ્યા અને જોત જોતામા મુર્ખના સરદારોએ વિચાર ન કરતા એક બીજાના ઉપર તરવારો અજમાવવા માડી, અને સરદાર સિવાય બાકીના સર્વ માહોમાહી લડી રામશરણ થઇ ગયા સરદારે જોયુ કે સર્વ માણસો મરણ પામ્યા, એટલે પોતે તે રાજકુમારીને પોતાની સાથે લઇ ગયો અને તુરત તો તેને એક કોટડીમા કેદ કરી

રાજકુમારી આ કોટડીમાથી છુટવાની યુક્તિ શોધવા લાગી, થોડી વાર વિચાર કર્યા બાદ પોતાની કમરમાથી ખજર કહી તેણે તે કોટડીની એક દિવાલમા માણસ નીકળી શકે તેવડુ બાકોરૂ પાડયુ

તે બાકોરામા થઇ પોતે તરતજ નીકળી ગઇ, તો તેવીજ બીજી કોટડીમા આવી હોય તેમ જણાયુ વળી તેમાથી છુટવાના ફાંફા મારતી આમ તેમ ફરવા લાગી એટલામા તેના જેવીજ કોઇ શોકાતુર બની બેઠેલી સ્ત્રી તેની નજરે પડી, તેને જોતાજ રાજકુમારી બોલી – ' બહેન તુ કોણ છે ? અને અહીયા શી રીતે આવી છે ? '

**સ્ત્રી**—માઇ હુ એક દુખીયારી સ્ત્રી છુ, આ લુટારાઓએ મને ઘણા દીવસથી અહી કેદ કરી છે પણ તુ કોણ ? અને અત્યાર અહી શી રીતે આવી ?

**રાજકુમારી**—માઇ હુ પણ તારા જેવીજ એક દુખીયારી સ્ત્રી છુ, છુ તો રાજાની કુમારી પણ કમનસીબે અન્ન પાણી વીના

ટળવળુ છુ હુ પણ અચાનક આજેજ આ લુટારાઓના હાથમા સપડાઇ ગઇ છુ, અને મને પણ તેમણે અહી કેદ કરી છે હુ મારા કમનસીબનો વિચાર કરી અહી રડતી હતી તેટલામા અચાનક આપણો મેળાપ થયો તેથી મને ધીરજ આવી અને વિચાર કરવા લાગી કે હુ એકલીજ નહી પણ મારા જેવી કમનસીબ બીજી કોઇ સ્ત્રી પણ અહી છે

આ બન્નેને આટલી વાતો થઇ ચાંમુણી તો આ કરીમ અધારૂજ હતુ આ સ્ત્રી બીજી કોઇ નહી પણ આ રાજકુમારીની માતાજ ( રાણી ) હતી ઘણા વખતથી લુટારાઓના હાથમા સપડાઇ ગયેલી કે તે જે બાબત વાચકોને યાદજ હશે અન્ધારાને લીધે અત્યાર સુધી તેઓને એક બીજાનુ ઓળખાણુ પડયુ નહોતુ એટલામા રાણીએ બત્તી સળગાવી, અને તરતજ ચદ્રકાન્તનુ ઓળખાણુ પડયુ, એટલે એકદમ હર્ષમા આવી જઇ બોલી—" કોણ ' મારી વ્હાલી ચદ્રકાન્તા ! બેટા અત્યારે અચાનક તારો ન મારો મેળાપ થયો હરી હરી તારી કળા અકળ, અગમ્ય છે !

ચદ્રકાન્તાને પણ પોતાની માનુ ઓળખાણુ પડયુ તેથી તે પણ હર્ષના ઉમળકાથી બોલી –' કોણ મારી માતા ? " આમ બોલતી બન્ને એક બીજાને ભેટી પડી અને બન્નેના નેત્રમાથી સ્નેહાશ્રુ ટપકવા લાગ્યા

થોડીવારે તેની માએ પોતાની સર્વ હકીકત પુત્રીને કહી સભળાવી પીતાનુ, માતાનુ અને પોતાના ન્હાના ભાઇ બહેનનુ દુ ખ સાભળી ચદ્રકાન્તા પોતાનુ દુ ખ વીસરી ગઇ અને જાણે પોતાને કાઇ થયુજ ન હોય તેમ ઉલટો પશ્ચાતાપ કરવા લાગી અને બોલી " હાય હાય ! હુ કેવી કમનસીબ ! મારે લીધે તમારે બધાને કેટલુ દુ ખ સહન કરવુ પડેછે, અરેરે તે બ્રહ્મદેવને પણ આમ કરતા જરા

દયા ન આવી અરેરે માતા મમતાળુ માતા, તારી આ સ્થીતિ! ગજ્યની રાણી તે અત્યારે કેદખાનાનુ અસહ્ય દુઃખ અનુભવે! માગ માત પિતાને મારે લીધે દુઃખ વેઠવુ પડે તે કરતા મારૂ મોત આવ્યુ હોત તો ઘણુ સારૂ થાત! પ્રભુ! મારા પુજ્ય પિતાજી ક્યા હશે? મારા ન્હાના કુમળા ભાઈ બહેન કયા હશે? અરેરે તે બીચારો કેટલુ દુઃખ સહન કરતા હશે? હે દયાળુ હવે તો અમારા તરફ નજર કરી અમારા બધાનો મેળાપ કરાવ તો મારૂ નહીતો મારા પ્રાણ ત્યાગ કરીશ આમ બોલતા રાજકુમારી એકદમ મુર્છા ખાઇ પૃથ્વી ઉપર પડી

થોડીવારે તેની માતાએ તેને સાવધાન કરીને કહ્યુ—"બહેન તને પણ તે યવનરાજાએ ઘણુ દુઃખ દીધુ હશે મને વાત તો કર કે તારે શી શી વીટંબણાઓ પડી

માતાનુ કહેવુ સાંભળી રાજકુમારીએ પણ પોતાનુ સર્વ વૃતાંત માતાને કહી સંભળાવ્યુ

જે સાભળતા માતાને પણ ઘણો શોક થયો પછી થોડીવારે તે બોલી—"બેટા ગઈ વાતનો શોક ન કરતા આ પાપીના હાથમાંથી બચવાની કંઇ યુક્તિ શોધી કાઢે તો ઠીક"

**ચંદ્રકાન્તા**—માતા હવે ગભરાશો નહી, હુ તમારી પાસે આવી પહોચી છુ એટલે તમે મુક્ત થયાજ સમજજો

**રાણી**—શી રીતે?

**કુમારી**—શી રીતે શુ? આ તરવારથી એકેએકના જાન લઇશ, અને પળમાં તમને પાપીના હાથમાથી મુક્ત કરીશ

**રાણી**—બેટા એવુ સાહસ કરવાનો ખ્યાલ મનમાંથી કાઢી નાખજે, લુટારાઓની સખ્યા ઘણી છે એટલા બધાને તુ એકલી શુ કરી શકશે? તે દુષ્ટો તને મારી નાખશે તો ઉલટી પસ્તાવો થશે

**કુમારી**—માતા તે ચીંતા તમારે કરવાનુ કંઇ કારણ નથી ? સોગન ખાઇને કહુ છુ કે સવાર પડતામા તો તેમનામાના એકને પણ જીવતો નહી રહેવા દઉ

**માતા**—બેટા ચંદ્રકાન્તા અત્યારે જક કરી સાહમ કરવામા ફાયદો નથી

**કુમારી**—માતા તમે કહો છો કે તેમની સખ્યા ઘણી છે પણ તેમનામાથી ઘણા તો મારા દેખતાજ મામમામા લડી ત્યાગનાએ જ મપુરીની સહેલ કરવા ઉપડી ગયા છે હવ મારા ધારવા પ્રમાણે તે મની સખ્યા બે ચારથી વધારે નથી તો પછી તેટલાને ઠેકાણે કરતા ગી વાર લાગવાની છે

**માતા**—બેટા તુ આ સત્ય કહે છે ત્યારે તો હવે કંઇ હર-કત નથી હુ પણ તારી મદદમાજ રહીશ અને મે ચાને બદન કદાચ દશ બાર હશે તોપણ આપણે બન્ને તેમને પહોચી રહીયુ

**રાજકુમારી**—નહી, માતુશ્રી તમારે શ્રમ લેવાની કંઇ જરૂર નથી તમે તમારી મેળે બેઠા બેઠા જેયાજ કરજો હુ એકલીજ તેમને માટે બસ છુ

આમ વાતો કરતા તે બન્ને સ્હેજ વિશ્રાન્તી લેવાની ખાતર આડા થયા, જોતજોતામા પ્રાતઃકાળ થયો એટલે બન્ને પોતાના નિત્યકર્મથી પરવારી સજ્જ થયાં, રાજકુમારી હાથમા ખંજર લઇ દરવાજા ઉપર આવીને બેઠી જેવો એક ઠગારો દરવાજે ઉતારી અંદર પ્રવેશ કરવાની તૈયારી કરે છે એટલામા તો રાજકુમારીએ સમશેરથી તેનુ મસ્તક છેદી નાખ્યુ તેને ઠાર કરી લાગતી સરદારના ઘર તરફ ચાલી

માતા પણ તેને જતી જોઇ તેની પાછળ ચાલી, સરદારનુ ઘર ઉઘાડુ જોઇ રાજકુમારીએ અંદર પ્રવેશ કર્યો રાજકુમારીને જોતા

સરદાર પોતાની તરવાર સભાળવા લાગ્યો એટલામાં તો રાજકુમારીએ પોતાની તરવાર ખેચીને સરદાર ઉપર ફેકી અને પળવારમા તેને પણ પ્રાણરહિત કર્યો અને તેની સાથે બેઠેલા લુટારાઓમાના બેને પણ તેવીજ રીતે ઠાર કીધા

આ ભયકર બનાવ જોતાજ બાકી રહેલા બે લુટારા ત્યાથી જીવ લઇ નાઠા તેમને નાસતા જોઇ રાણી કે જે દરવાજા ઉપર ઉભી હતી તેણે તે બન્નેને ઠાર કીધા

આમ જોત જોતામા સઘળા લુટારાઓનો નાશ કરી બન્ને મા દીકરી ત્યાથી પસાર થઇ ગયા ફરતા ફરતા કેટલેક દીવસે રાણી તથા રાજકુમારી એક મોટા શહેરમા આવી પહોચ્યા અને તે શહેરમા મુકામ કરવાના ઇરાદાથી સ્થળ શોધવા લાગ્યા એટલામા એક ઘરડી ડોસીને પોતાના મકાનના દરવાજા ઉપર બેઠેલી જોઇ તેને નમસ્કાર કરી રાજકુમારી પુછવા લાગી -' માતાજી, આ શહેરનુ નામ શુ છે ? "

ડોસીએ આ સાભળી કહ્યુ – ' બેટા તમે કયાથી આવો છો ? આવો મારા ઘરમા પધારો તમારા ઠાઠ ઉપરથી તમે કોઇ વટેમાર્ગુ હો તેમ જણાય છે વળી દુરથી ભુખ્યા તરસ્યા આવતા હશો માટે મારા ઘરમા જે કઇ રાધેલુ છે તે જમી લ્યો પછી નીરાતે આપણે વાતો કરીશુ

આમ બોલી ડોસી તે બન્નેને પોતાના મકાનમા લેઇ ગઇ અને તેમને યોગ્ય આદર સત્કાર આપી જે કઇ ખાવાનુ હતુ તે મુકીને તેમને જમાડયા પછી સઘા સાથે બેસી નિરાતથી વાતો કરવા લાગ્યા

" બેટા તમે કયાથી આવો છો ? અને કયા જાઓ છો ? " ડોસીએ પુછયુ

રાજકુમારીએ પોતાનો ઘણોખરો વૃતાત ડોસીને કહી સભળાવ્યો અને બોલી –"ઘરડા મા અમે ઉજજૈન જવા ધારીએ છીએ ઘણે

સામેથી આવીએ છીએ તેથી વિશ્રાન્તી અર્થે આ શહેરમા બે દીવસ રહેવાનો વિચાર છે, પણ તમે કોણ છો ? તે કૃપા કરી જણાવશો ?"

**ડોસી**—બેટા હું તો એક ગરીબ માણસ છુ, તમાના જેવાની પગની રજ છુ, એટલી બધી ગ્રહસ્થ નથી તેમ છેક ભીખારી પણ નથી સાધારણ સ્થીતીમા છુ વસ્તારમા બે છોકરા છે અને તેમની બે વહુઓ છે બન્ને છોકરા દુકાન કરે છે ગજા પ્રમાણે પેદા કરે છે તમે નિર્ભયપણે એના ચાર દીવસ રહેજો કોઇ વાતે ગભરાશો નહી, આ મકાન તમારૂં છે એમ સમજજો, બાપુ પરોણા કોને ગમતા નથી મારા છોકરાની વહુઓ પીયરથી હમણા આવતા હશે તેઓ પણ ઇશ્વરના પ્રતાપે સારી ગુણવાન છે તેથી તમારી મનદામ્ત ચાકરી સારી રીતે કરશે માટે બીજી જગા શોધવા ન જતા ખુશીથી અહીં જ રહેજો

આમ વાર્તા ચાલતી હતી તેટલામા બે યુવાન સ્ત્રીઓ એક સોળ વર્ષની અને બીજી વીસ વર્ષની વયમા આવતી જણાઇ, તેમને જોતાજ ડોસી બોલ્યા— જુઓ આ અમારા છોકરાની વહુઓ "

આમ બોલતી ડોસી વહુઓને કહેવા લાગી—' વહુ ! બેટા ' આજે આપણે ઘેર આ બન્ને મેમાન તરીકે આવ્યા છે તેમની યોગ્ય બરદાસ્ત રાખજો કોઇ વાતે તેમને દુખ પડવા દેશો નહી "

આટલુ સાભળતાજ તે બન્ને જણીઓ તેમને પખો નાખવા લાગી

આપણી રાજકુમારી તથા રાણી તેમની સારવાર અને ડોસીની તથા તેની વહુઓની ભનમનમાઇ જોઇ પ્રસન્ન થઇ અને અત્રેજ પરોણાગત સારી થશે એમ ધારી બીજે કયાય ન જતા ત્યાજ મુકામ કરવાનો બન્નેએ ઇરાદો કર્યો અને ત્યા રહી પોતાના પિતાની તપાસ કરવી રાજકુમારીએ ચાલુ રાખી



## પ્રકરણ ૮ મુ.

### નસીબનાં નખરાં-છેવટ

તકદીરમા લખેલુ કદી મીથ્યા થતુ નથી એમ સમજી રાજા પણ હાકેમના બદીખાનામા સુખે દુખે પોતાના દીવસો ગુજારતો ફકત પોતાનો પ્રાણ ટકી શકે તેટલુ શુક્ષ્મ અન્ન પ્રાશન કરી રહેતો હતો, અને આખો દીવસ પોતાની રાણી તેમજ બાળકોના વિયોગથી શોક કરતો હતો

એક દીવસ તે બદીખાનાના દરવાજા ઉપર આવી રીતે રાજા બેઠો હતો એટલામા એક ભિક્ષુક બ્રાહ્મણ તેની સામે આવી ઉભો રહ્યો અને હાથ જોડીને દયામણે મુખે બોલ્યો-" ભાઇ હુ બે દીવસનો ભુખ્યો છુ માટે કઇ ખાવાનુ તમારી પાસે હોય તો આપી મારા આત્માને તૃપ્ત કરો ?"

ભિક્ષુકનુ બોલવુ સાભળી પોતાની સ્થીતિનો વિચાર આવતા રાજાની આખમા ઝળઝળીઆ આવી ગયા અને નમ્ર પણે બોલ્યો-" હે વિપ્ર ! બ્રાહ્મણને મારૂ તન મન અને ધન સર્વસ્વ અર્પણ કરવુ એ મારો ધર્મ છે પણ લાચાર છુ કે અત્યારે તો હુ આ હાકેમનો બદીવાન છુ તેથી મારી પાસે તમને આપવા જેવુ કાંઇ નથી પરતુ મારી આગળીએ આ એક હીરા જડીત વીંટી છે તે હું તમને આપુ છુ એમ કહી રાજા તેને વીંટી આપવા જાયછે એટલામા કમનસીબે તે વીંટી હાથમાથી પડી ગઈ અને જોત જોતામા ગુમ થઇ ગઇ

ભાવી પ્રબળ છે ! કર્માનો કમામ દુર્ગમ્ય છે !

વીંટી ગુમ થતાજ રાજા ગાભરો બની ગયો હવે શું કરવું તેનો કંઇ ઉપાય શોધવા લાગ્યો પરંતુ હવે શું હોય તે આપે તેથી અંતે ગળગળો થઇને બોલ્યો—" મહારાજ મારૂં તકદીર અવળું છે તેથી સવળું કાર્ય કરવા જતા પણ આમ અવળું થઇ પડે છે, હવે તો તમારી પાસે કંઇ રહ્યું નથી તેથી હવે તમારી ક્ષુધા મટાડવા શું કરવું તેની મને કંઇ સુઝ પડતી નથી "

બ્રાહ્મણ—સુઝ ના પડે તો એમ કહે કે હું કંઇ આપી શકતો નથી એટલે પત્યું વળી બીજા કોઇની પાસે જઇ યાચના કરીશ

રાજા—મહારાજ ના પણ કેમ કહેવાય, હજુ આ મારૂં શરીર છે જો તેનો કંઇ ઉપયોગ થઇ શકતો હોય તો આપને માટે તૈયાર છે તેને ગમે ત્યાં વેચો અને તેના બદલામાં અન્ન લઇ તમારી ક્ષુધા મટાડો હું મજુરી કરી તેનું દેવું ભરી દઇશ

બ્રાહ્મણ—તારા શરીરનું કોઇ કામ નથી જો આપતો હોય તો કંઇ ખાવાનું આપ નહીં તો ના કહે મારી માગણી કંઇ વિશેષ નથી કે જે આપવા તું શક્તિમાન ન હોય, તારા રાજ્ય ઉપરાંત બીજી ચીજ મેં પહેલેથી માગ્યું નથી

રાજા—મહારાજ આપનું કહેવું સત્ય છે પરંતુ અત્યારે તો મારૂં તેટલું પણ ગજું નથી મનુષ્ય સર્વને જીતી શકે છે પરંતુ ભાગ્યને જીતવા કોણ સમર્થ છે એક વખત એવો પણ હતો કે તમારા જેવી બ્રહ્મર્ષિઓના મુખમાંથી નીકળતા પહેલાં તેમની માગણીઓ ગમે તેવી આકરી હોય પણ પુરી પાડતો હતો, અને અત્યારે તમને પેટપુરતું અન્ન પણ આપવા જેટલી મારી પાસે કંઇ વસ્તુ નથી એ પણ વખત છે માટે મારા ઉપર ગુસ્સે ન થતા આ બાબતમાં તમને જે યોગ્ય લાગે તે માર્ગ બતાવો હું તે પ્રમાણે વર્તવા તૈયાર છું

બ્રાહ્મણ—હું શું માર્ગ બતાવું, તને યોગ્ય લાગે તેમ કર

ગુસ્સો કરીને હુ કઇ મોટો રાજા નથી કે તને શીક્ષા કરનાર છુ ના કહીશ તો મારે માર્ગે ચાલ્યો જઇશ. કઇ મારૂં જોર છે

રાજા—ના તો પ્રાણાતે પણ કહેનાર નથી, તેમ મે કહ્યો તે સિવાય અન્ય માર્ગ પણ નથી માટે મારૂ કહેવુ માન્ય કરો, અને આ શરીરને વેચી તમારી ક્ષુધા તૃપ્ત કરો

બ્રાહ્મણ—તુ કહે છે તે ખરૂ પરતુ જ્યાસુધી તુ આ હાકેમનો બદીવાન છુ ત્યાસુધી તારા શરીર ઉપર તારો કઈ પણ હક્ક નથી તારા શરીરનો માલીક અત્યારે તો આ હાકેમ છે તેથી તે શરીર પણ તુ શી રીતે દાનમા આપી શકે છે તે હાકેમની રજા સિવાય મારાથી તારા શરીરને શી રીતે વેચી શકાય ?

રાજા—બ્રહ્મદેવ ! હુ બદીવાન છુ એ વાત ખરી, અને મારા શરીરનો માલીક તે હાકેમ છે એ વાત પણ ખરી પરતુ આખો દીવસ તો હુ અહી નવરો બેસી રહુ છુ, જેથી દીવસે મને તે ખુશીથી રજા આપશે એટલે આખો દિવસ તે માણસને ત્યા મજુરી કરીશ અને રાત્રે પાછો આ બદીખાનામા હાજર થઈશ પછી તે હાકેમને શી હરકત કે મને ના પાડશે ?

બ્રાહ્મણ—ઠીક છે ત્યારે હુ જાતેજ હમણા તે હાકેમ પાસે જાઉ છુ અને તેને આ બાબત પુછી જોઉ છુ જો તે કબુલ કરશે તો પછી તેમ કરીશુ આમ બોલી તે બ્રાહ્મણ ત્યાથી હાકેમ પાસે જવા નીકળ્યો

હાકેમને ત્યાં જઇ તે બ્રાહ્મણે તેને ચેતાવતા કહ્યુ—" અરે હાકેમ માયાના બધનમા તુ ભુલો પડયો છુ અને ન કરવાનુ કરી બેઠો છુ ઉજ્જેનીના રાજાને નહી ઓળખતા તે બદીવાન તરીકે રાખ્યો છે માટે એકદમ જઇ તેને પગે પડી મુક્ત કર હુ તો મારો પોતાનો ધર્મ સમજી અહી સુધી તને ચેતાવવા માટેજ આવ્યો છુ જો મારા

વચન ઉપર વિશ્વાસ હોય તો તેમ કરજે નહીતો પછી તારી મરજી" આમ બોલી તે બ્રાહ્મણ ત્યાને ત્યા અંતર્ધ્યાન થઇ ગયો જે ફરીથી દેખાયોજ નહી

બ્રાહ્મણના વચન ઉપર હાકેમને વિશ્વાસ ચોટયો અને લાગલોજ બંદીખાના તરફ રવાના થયો ત્યા આવી જુવે છે તો બ્રાહ્મણની વાટ જોતો તે જ સ્થીતીમા રાજાને દરવાજા ઉપર બેઠેલો જોઇ હાકેમ તેને પગે લાગી કહેવા લાગ્યો—" મહારાજ મે મુરખે માયામા અંધ બની તમને ન ઓળખ્યા જ્યારે એક બ્રાહ્મણે આવી મને ચેતાવ્યો ત્યારેજ મે જાણ્યુ કે આપ ઉજ્જેનીના રાજા છો માટે મારા ઉપર રોષ ન કરતા અણજાણ્યે મારાથી થઇ ગયેલ અનુચીત કર્મ તરફ ન જોતા મને મારા અજ્ઞાન ભુલી જજો અને આ સેવકનો ગુન્હો માફ કરજો" આટલુ બોલી તેણે રાજાને બંધન મુક્ત કર્યા

**રાજા**—હાકેમ તુ કોઇ વાતે ગભરાઇશ નહી, મારા કરમના યોગેજ આ બનાવ બન્યો છે તેમા તુતો નીમીત્ત માત્ર છે હુ તારો બીલકુલ ગુન્હો ગણતો નથી પણ એ મની વાત પડી મુજ મને કહે કે તને આ પ્રમાણે ચેતાવી તે બ્રાહ્મણ ક્યા ગયા ?

**હાકેમ**—મહારાજ ! મને ચેતાવી તેઓ એકદમ અંતર્ધ્યાન થઇ ગયા જે ફરીથી દેખાયાજ નહી

આ વાત સાભળી તે કોઇ દૈવી પુરૂષ હશે એમ ધારી રાજાને ઘણો પશ્ચાતાપ થયો

થોડીવારે તે હાકેમ રાજાને બે હાથ જોડી નમ્રતાપુર્વક કહેવા લાગ્યો—" મહારાજ હવે કૃપા કરી સેવકને ઘેર પધારી પાવન કરો, મારા કરેલા કર્મના પ્રાયશ્ચિત નીમીત્તે મારાથી બનતી આપની સેવા કરી હું પામર કૃતાર્થ થાઉ અને કેટલાક અંગ રક્ષકોને પણ તમારી સાથે ઉજ્જેન સુધી મોકલુ "

તેની વાતને માન્ય ન કરતાં રાજા તેને સમજાવી કહેવા લાગ્યો — "ભાઈ અત્યારે મારે ખોટી થવાનો વખત નથી મને ખુશીથી રજા આપ વળી ફુરસદે હુ જરૂર તારે ઘેર આવીશ."

રાજાનુ કહેવુ સાભળી આંખમા ઝળઝળીઆ લાવી તે હાકેમ બોલ્યો —" ઠીક ત્યારે અત્યાગ્રહ કરવો ઉચીત નથી એમ સમજી અત્યારે તો હુ તમને રજા આપુ છુ પણ આ સેવકને ભુલી ન જતાં કોઇ દીવસ જરૂર પધારવા કૃપા કરજો."

આમ બોલી થોડે સુધી રાજાને વળાવી હાકેમ પોતાના ઘર તરફ પાછો વળ્યો.

રાજા ત્યાંથી સીધો જંગલ તરફ ચાલ્યો, ચાલતાં ચાલતા કેટલેક દિવસે જે વણિકને ત્યા પોતાના બાળકોને મુકી ગયો હતો તે વણિકના શહેરમાં આવ્યો અને તે વણિકને ઘેર ગયો.

વાણીયે દુરથી રાજાને આવતો જોઇ પ્રણામ કર્યા

રાજાએ વાણીયાને કહ્યુ —" ભાઇ મારાં છોકરાને બોલાવો, ઘણા દીવસોનો વિયોગી હુ તેમને મળી મારા દ્રવિત હૃદયને શાંત કરૂં!"

રાજાનુ બોલવુ સાંભળી તે વણિકે ધ્રુજતાં ધ્રુજતા છોકરાં સબંધી સર્વ હકીકત રાજાને કહી સભળાવી, જે સાભળતાંજ રાજા બાવરો બની ગયો અને પોતાના નસીબ ઉપર હાથ મુકી મોટેથી રોવા લાગ્યો.

રાજકુમારી ચંદ્રકાંતા તથા રાણી કળાવતી જે ડોસીના ઘરમાં રહ્યાં હતાં તે ઘર આ વાણીયાના ઘરની સામેજ હતુ જેથી રાજાને મોટેથી રડતો સાભળી રાજકુમારી કે જે અત્યારે બારીએ બેઠી હતી તેણે તે રડનાર માણસને જોવા બારીએ ડોકીયુ કર્યું અને તે રડનાર બીજું કોઇ નહીં પણ પોતાનો પિતા છે એમ ખાત્રી થવાથી પલંગે

મારી પૃથ્વી ઉપર પડી અને જોતજોતામા બેહોશ બની ગઈ.

ચદ્રકાન્તાને બેહોશ બનેલી જોઇ તે ડોશી તથા તેની વહુઓ દોડતી તેની પાસે આવી અને તેને જાગ્રત કરવાના ઉપચારો કરવા લાગી કોઇ ગુલાબજળ છાંટવા લાગી, કોઇ પખાથી પવન નાખવા લાગી.

રાણી કળાવતીએ વિચાર કર્યો કે બારીની બહાર જોતાંજ છોકરીની આ દશા થવાનુ કારણ શુ હશે? લાવ જોઉ તો ખરી આમ બોલી તેણે પણ બારીએથી ડોકીયુ કર્યું ડોકીઉ કરતાની સાથેજ તે પણ પોતાના પતિને ઓળખી ગઇ અને તેની પણ રાજકુમારીના જેવી દશા બની ગઇ

આ જોઇ ડોશી તથા તેની વહુઓ અજાયબીમાં ગરકાવ થઇ ગઇ અને રાણીને પણ જાગૃત કરવાના ઉપચારો કરવા લાગી

થોડીવારે ચદ્રકાન્તા જાગૃત થઇ અને હર્ષભેર એકદમ પોતાના પિતાને મળવા દોડી ગઇ પીતાને જોતાંજ હર્ષના ઉમળકાથી ગળે વળગી પડી રાજા પણ ચદ્રકાન્તાને જોતાં હર્ષ ઘેલો બની ગયો. ચદ્રકાન્તા પોતાના પિતાને ત્યાથી ઉઠાડી જ્યા રાણી કળાવતી બેહોશ પડી હતી ત્યા તેડી લાવી તેટલામા રાણી પણ સાવચેત થઇ, રાણીને જોતાજ રાજા શરમ તજી તેને વળગી પડયો રાજા પોતાની સ્ત્રી તથા પુત્રીનો અચાનક મેળાપ થયો તેથી નમ્રપણે પરમેશ્વરનો ઉપકાર માનવા લાગ્યો

થોડીવારે બે હાથ જોડી પોતાના પતિ પ્રત્યે બોલી "પ્રભુ! મારા બે બાળકો ક્યા છે? મારા બે કુમળા પુષ્પો ક્યા છે? મારા બે અમુલ્ય રત્નો ક્યા છે?"

રાજાએ બાળકો સબધી અથથી ઇતિ સુધી સર્વ વૃતાત સાણીને કહી સંભળાવ્યો જેથી રાણી ઘણું કલ્પાંત કરવા લાગી.

રાજાએ તેને આશ્વાસન આપતા કહ્યુ.-" સતિ, ગભરાશો નહી. હવે મારા ભાગ્યની રેખા ઉઘડી હોય એમ મને ભાસે છે, નસીબની કરમાઇ ગયેલી કળી પાછી ખીલતી જણાય છે, દુ ખની સીમા આવી રહેલી સમજાય છે ઉદય પછી અસ્ત, ભરતી પછી ઓટ, અને દુ.ખ પછી સુખ એ હમેશા સ્વાભાવિક રીતે થયાજ કરે છે માટે સતોષ રાખી ઇશ્વર ઉપર આધાર રાખી બેસો, જેમ અચાનક આપણો મેળાપ થઇ ગયો તેમ ઇશ્વર તેમનો પણ અણધાર્યો સયોગ કરાવશે, અને આપણા હતા તે જ દીવસો પુન પાછા આવશે

અહીં ત્રણે જણા આમ પોતાના સુખ દુ ખની વાર્તા કરતા બેઠા છે એટલામા રાજાની કસોટી પુર્ણ થવાથી આપણા બ્રહ્મદેવ ( અશ્વિનિકુમાર ) ને તેની ચીંતા ઉત્પન્ન થઇ અને લાગલાજ બ્રહ્મદેવના સ્વરૂપમા અતરીક્ષથી આવી રાજા સામે ઉભા રહ્યા.

ઓચીંતા બ્રહ્મદેવને પોતાની સામે ઉભેલા જોઇ રાજાએ તેમને સાષ્ટાંગ દડવત્ કર્યા. નમસ્કાર કરવા લાંબા થઇ પડેલા રાજાને પોતાના હાથથી ઉઠાડતા તે બ્રહ્મદેવ બોલ્યા.-રાજા! ધન્ય છે! તારા ટેકને! વચનને! અને તારા ધર્મને! તારી દ્રઢતા જોઇ હુ ઘણો પ્રસન્ન થયો છુ! તારૂ વચન પાળી,તે તારી કીર્તિ દુનીયામા સદાને માટે અમર કરી છે!

પોતાના ધર્મની ખાતર તન, મન, અને ધન અર્પણ કરે તે જ રાજા! પોતાના વચનની ખાતર અરણ્યોમા ફરી પોતાની વ્હાલામા વ્હાલી સ્રી અને કુમળાં બાળકોનો વિયોગ સહન કરે તે જ રાજા! અને પોતાના ટેકની ખાતર પોતાની જીંદગી નમાલી ગુજારે તે જ રાજા! બાકી પ્રજાના પૈસા ઉપર એન બાજી ઉડાવનારા તે રાજા નથી પણ પ્રજાનુ લોહી ચુસનાર એક કજા છે ભલેને આખી ભૂર્ત-ભુમી નક્ષત્ર બને, પણ રાજા આમો તો હીંદ ભુમી ઉપર તારા

જેવાજ થજો ! તારી કસોટી પુર્ણ થવાથી હુ તને તારૂં રાજ્ય ખુશીથી પાછુ સોપુ છુ

રાજા—મહારાજ દાસની આટલી બધી સ્તુતી કરવી ઉચીત નથી. મે મારો ધર્મ બજાવવા ઉપરાંત વિશેષ કઇજ કર્યું નથી બ્રા-હ્મણની આજ્ઞાનું પરીપાલન કરવુ એજ ક્ષત્રીઓનો ધર્મ છે. પ્રભુ આપ જેવા બ્રહ્મદેવાગશ્રીની આજ્ઞાનુ પરિપાલન કરતા આથી પણ વિશેષ દુ ખ સહન કરવુ પડે તેથીશુ થયુ ? હજારો ધર્મ સકટો આવી પડે તેથી શુ થયુ ? વ્હાલામા વ્હાલાં બાળકોનો વિયોગ સહન કરવો પડે તેથી શુ થયુ ? પોતાના પ્રાણની આહુતી આપવી પડે તો પણ શું થયુ ? એક વચનની ખાતર સર્વ સહન કરવા તૈયાર છુ.

કૃપાળુ ! આજે હુ આપની ઇચ્છા પરિપૂર્ણ કરૂછુ, આ મારી પુત્રી ચદ્રકાતા આપની આજ્ઞાનુસાર પુન. આપને હસ્તગત કરૂછુ, તેનો સ્વીકાર કરી મારા જેવા રક સેવકને કૃતાર્થ કરો

રાજાનુ બોલવુ સાભળી બ્રહ્મદેવ પ્રસન્ન થયા, અને મુકુટ વીગેરે રાજચિન્હ ઉતારી રાજાને પહેરવા આજ્ઞા કરવા લાગ્યા

રાજાએ બ્રહ્મદેવને ઘણી રીતે સમજાવ્યા અને ઉજ્જેનમાં જઇ પોતાના વસ્ત્રાલકારો ધારણ કરીશ એમ કહ્યુ. બ્રહ્મદેવે તે વાત કબુલ કરી, અને રાજા, રાણી તથા રાજકુમારી અને બ્રહ્મદેવ ચારે જણે થોડા ઘોડેસ્વારો સાથે ઉજ્જેન તરફ પ્રયાણ કર્યું અને થોડા દીવસે ઉજ્જેનની ભાગોળે આવી પહોચ્યા.

રાજાની પધરામણીની વાત સાંભળી પ્રજા વર્ગમાં આનંદ વર્તાઇ રહ્યો ઘેરઘેર તોરણ બધાયાં, મગળગીતો ગવાવા લાગ્યાં, નાના પ્રકારનાં વાજીંત્રોના નાદ ચારે દીશામાં સભળાવા લાગ્યા, પ્રધાન પણ આ સમાચાર સાંભળી નાના પ્રકારના હાથી, ઘોડા, રથ, પાયદલ વગેરે તૈયાર કરી રાજાને સામૈ લેવા આવ્યો.

ધામધુમથી રાજાની સ્વારી શહેરમા પેડી, બાળકથી તે વૃદ્ધ સુધી સર્વ રાજાની સ્વારી જોવા નીકળ્યા, અને રાજાને પુષ્પોથી વધાવવા લાગ્યા આગળ સર્વ લશ્કર, પાછળ બ્રહ્મદેવ, તેની પછી રાજા, તેની પાછળ રાણી, પછી ચંદ્રકાંતા, આ પ્રમાણે અનુક્રમે ચૂમતાં ચાલતા સ્વારી રાજ્યમંદીરમા આવી પહોંચી

બ્રહ્મદેવ—શુભ મહુરતમા રાજાને રાજચિન્હ ધારણ કરી સ્વહસ્તે પુન ગાદી ઉપર બેસાડયા ચારે તરફથી જય જયનો ધ્વની સંભળાવા લાગ્યો.

આ શુભ અવસરમા રાજાએ પોતાના દીવાન, પ્રધાન અને કેટલાક સરદારો તેમજ કેટલાક વિદ્વાન બ્રાહ્મણોને યોગ્ય સીરપાવ આપ્યા.

આ કાર્યની સમાપ્તિ થયા બાદ રાજાએ તે જ વખતે પોતાની પુત્રી ચંદ્રકાંતાને પુન બ્રહ્મદેવને સ્વાધીન કરી આપણા બ્રહ્મદેવે અશ્વનિકુમારના સ્વરૂપમા રાજા તથા રાણીને દર્શન દીધા અને બોલ્યા — " રાજા હું તારા ઉપર પ્રસન્ન થયો છુ ! ઇચ્છામા આવે તે એક વરદાન માગી લે. "

રાજા—કૃપાનાથ ! આપની કૃપાથી સેવકને સર્વ પ્રકારનું સુખ છે પરતુ જો આપ પ્રસન્ન થયા હો તો મને મારા બાળકોની ભાળ કૃપા કરીને બતાવો એટલીજ મારી વીનતી છે આપ દેવલોક છો અને અગમ નિગમને જાણવા વાળા છો તેથીજ મે આપની પાસે યાચના કરી છે

બ્રહ્મદેવ—રાજા જો કે મે તમને જગલમાં મોકલ્યા હતાં અને ઉપરથી તમારા તરફ ક્રોધની નજરથી જોતો હતો પરતુ તારાં બાળબચ્ચાંની, તારી, તેમજ તારી સ્રીની અદરપેટે મને ઘણીજ ચીંતા રહેતી હતી તેથી અદશ્ય રૂપે રહી હમેશાં સર્વનું રક્ષણ કરતો હતો.

તારો નાનો પુત્ર ચીનની ગાદીનો વારસ થયો છે અને તેની નાની બ્હેન એટલે તારી નાની પુત્રી તેની સાથેજ છે

તેઓ બન્ને તારી શોધ કરવા અને મારા આ કૃત્યનો યોગ્ય બદલો આપવાના ઈરાદાથી કેટલીક ફોજ લઇ ઘણા દીવસ થયા ચીનથી નીકળી ચુકયા છે, કાલે બપોરે તેઓ જરૂર અહીં આવી પહોંચશે

બ્રહ્મદેવની વાત સાભળી રાજાના હર્ષનો પાર ન રહ્યો આનંદમાં તે રાત્રી પસાર કરી બીજે દીવસ પ્રાતઃકાળ થતાજ ચોપદાર આવી ધ્રુજતો ધ્રુજતો કહેવા લાગ્યો –" મહારાજ ! કોઇ રાજા મોટી સેના લઇ ચઢી આવતો હોય તેમ જણાય છે દીવાનજીએ પુછાવ્યુ છે કે આ બાબતમા આપની શી આજ્ઞા છે ? "

**રાજા**—જા ! દીવાનજીને મારી પાસે મોકલ

આજ્ઞા થતાજ દીવાન આવી યોગ્ય આસને બેસી રાજા પ્રત્યે બોલ્યો –" કૃપાનાથ ! શી આજ્ઞા છે ? "

**રાજા**—દીવાનજી આ કોઇ શત્રુ નથી પણ મારો નાનો પુત્ર પોતાની ફોજ લઇને મળવા આવે છે માટે તેને યોગ્ય સન્માનથી મારી પાસે લઇ આવો

હુકમ થતાજ દીવાન કેટલાક માણસો સાથે રાજકુમાર જ્યા પોતાનો પડાવ નાંખી પડયો હતો ત્યા આવી પહોંચ્યો અને રાજકુમારને શોધી કાઢી મળ્યો

રાજકુમારે દીવાનને પોતાની પાસે બેસાડી પોતાના માતા પિતાના સર્વ સમાચાર પુછ્યા

દીવાને આગ ખતી સર્વ વૃત્તાંત કુમારને કહી સંભળાવ્યું,

પછી કુમાર પ્રસન્ન થઇ પોતાની ફોજ લઇ દીવાન સાથે ગામમાં આવ્યો અને થોડા સમયમા રાજસભામા આવી સીંહાસન ઉપર બેઠો પોતાના પિતાને ભેટી પડયો રાજકુમારી પણ પીતાને ભેટી પડી. બાદ બન્ને બાળકોને લઇ રાજા રાણી અવાસમા ગયો

પોતાના પતિની સાથે આવતા પોતાના બે નાના બાળકોને રાણી કળાવતીએ જોયા અને જેવા તે બે છોકરા તેની પાસે આવ્યા કે તરતજ બન્નેને પોતાના ખોળામા બેસાડી પ્રેમથી છાતી સરસા ચાપ્યા. પોતાના પુત્રના મસ્તક ઉપર રાજમુકુટ જોઇ કળાવતી તથા મોટી બ્હેન ચદ્રકાતા બન્ને ખુશી થયા

આમ કરતા કેટલાક દિવસ વીતી ગયા એટલામા એક દિવસ બ્રહ્મદેવ ચંદ્રકાતાને સાથે લઇ રાજા પાસે વિદાયગીરી માગવા આવ્યા અને આશીર્વાદ આપતા બોલ્યા –" રાજા! તારો ધર્મ દૃઢ રહેશે! હજારો દુસ્મનોમા તારો જય થશે! તારી કીર્તી અમર થશે! અને અંતે તું સ્વર્ગનો અધીકારી થશે. લે હવે હું જાઉં છુ આમ કહી બ્રહ્મ-દેવ તથા ચદ્રકાતા બન્ને વિદાય થયા

રાજકુમાર પણ થોડા દીવસ બાદ માતા પિતાની આજ્ઞા લઈ પોતાના લશ્કર સાથે ચીન તરફ વિદાય થયો

રાજા પ્રજાનુ પાલન કરતો, અને ધર્મનુ રક્ષણ કરતો નિર્વીઘ્ને ઉજ્જેનનું રાજ કરવા લાગ્યો!!! તથાસ્તુ!!!

# સમાપ્ત.

જનસમાજમાં ખાસ વખણાયેલી

નવલકથાઓ.



ગુર્જરી-મુંબાઈની શેઠાણી સચિત્ર ર -૦-૦
મિલન-મ દિર ( સચિત્ર ) ૨-૮-૦
કુમુદકુમારી ( સચિત્ર ) ૩-૦-૦
રતિસુંદરી ( સચિત્ર ) ૨-૯-૦
રત્નજ્ઞાની ર ભા ( સચિત્ર ) ૩-૦-૦
સરોજસુંદરી-સુધરેલો જમાનો ૨-૮-૦
સ્ત્રીઓની રંગભૂમિ ૨-૮-૦
સ સાર સેત્રજ ભાગ ૧ થી ૩
દરેક ભાગની ૨-૦-૦
વસ ત વિહાર (ગઝલોનો ભ ડાર)૨-૮-૦
કર્મ-બન્ધન યાને વિધવાની કર્મકથા૧-૮ ૦
ભામિની કે ભૈરવી ? ૨-૮-૦
વિધિનું વિધાન ( સચિત્ર ) ૨-૮-૦
કુંદન અને કુસુમ ભાગ ૧ થી ૮
દરેક ભાગની ૧-૪-૦
સરસ્વતી (સામાજિક નવલ) ૧-૪-૦
વનવાસિની (ઐતિહાસીક) ૨-૦-૦
કુસુમલતા ૧-૮-૦
મદમ કે મધુરી ૨-૦-૦
કુસુમકુમારી ૧-૮-૦
માનવ શયતાન ૨-૦-૦
પ્રેમપિંજર કે ખુની ખંજર ? ૨-૦-૦
સન્મિત્ર કે શયતાન ? ૧-૦-૦

પ્રજામા એકી અવાજે લોકપ્રિય થઇ પડેલી

# કુંદન અને કુસુમ.

## ભાગ ૧ થી ૮.

જૂની આંખે, નવા તમાસા, કસાઇનુ કામ કરનાર પિતાઓ, સુધારાથી થયેલા સ્મશાન સ્વરૂપ સંસારો, વીસમી સદીની અજાયબ લીલા અને કળિકાળના કૌતક, પારકાની રીતભાતોનુ અંધ અનુકરણ કરતા થતી ખાનાખરાબી ને પાયમાલી, સાધ્વી સન્નારીનો દૈવી પ્રતિપ્રેમ વગેરે અસંખ્ય ચિત્તાકર્ષક બનાવોથી ભરપૂર **ભાગ ૧ થી ૮** દરેક ભાગની **કીંમત રૂ** ૧-૪-૦ પોસ્ટેજ જુદુ

---

# વસંત-વિહાર.

વસંતની કેટલીક ગઝલો તેમજ આકર્ષક કાવ્યો, સુપ્રસિદ્ધ વર્ત્તમાનપત્ર 'ગુજરાતી' 'વડોદરા વર્ત્તમાન' વગેરે જેમણે વાચ્યા છે તેમને તેની ઉત્તમતાની સંપૂર્ણ ખાત્રી છે પ્રેમ, ભક્તિ, વૈરાગ્ય, શૃંગાર, સાહિત્ય, ધર્મ વગેરે અનેક વિષયો ઉપરની ગઝલો તેમજ કાવ્યો આ પુસ્તકમા પ્રસિદ્ધ કરવામા આવ્યા છે સુંદર સફેદ ચીકણા કાગળ પર મનહર છપાઇ, પાકુ સોનેરી પુઠુ હોવા છતા **કીંમત** માત્ર રૂ ૨-૮-૦ પોસ્ટેજ જુદુ

મળવાનુ ઠેકાણું -

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૩૦૩૫, પાનકોર નાકા-**અમદાવાદ.**